૭૮૬

જે ઓરતો નેક હોય છે. (તેઓ મરદોની) તાબેદારી કરે છે. (અને) અલ્લાહ તઆલાના હુકમ પ્રમાણે (ધણીની) ગેરહાઝરીમાં (તેની મરઝી પ્રમાણે પોતાની ઝાત અને તેના માલની) હિફાઝત કરે છે. (કુર્આને મજીદ)

# અસ્સાલેહાત.

એટલે

# નેક સ્ત્રીઓ.

છપાવી પ્રગટ કરનાર,
હાફિઝ સાલેહ બિન મર્હુમ હાફિઝ મોહમ્મદ.
મુ. રાંદેર જીલ્લે સુરત.

માહે રબીઉલ અવ્વલ હિ૦ સ૦ ૧૩૪૬

માસ સપ્ટેમ્બર ઈ૦ સ૦ ૧૯૨૭

આવૃત્તિ ૧ લી પ્રત ૨૦૦૦.

કેટલાક સાહેબો તરફથી ભેટ.



છાપનારઃ—ગોવિન્દજી ડાહ્યાભાઈ નાયક.
શ્રી "અનાવિલ બંધુ" પ્રીન્ટીંગ પ્રેસ. અમાનપુરી ભાગળ,
ભાજીવાળી પોળ, અનાવિલ લોજની બાજુમાં-સુરત.

# અનુક્રમણિકા.

પૃષ્ઠ.



## નીચેના સરનામે.

...નું પોસ્ટ સ્ટાંપ મોકલશે તેને
...ં આવશે.

મર્હુમ હાફિઝ મોહમ્મદ
રાંદેર. જીલ્લે સુરત

# પ્રસ્તાવના.

## શરૂ અલ્લાહના નામથી જે બેહદ મહેરબાન (અને) અતિશય રહમવાળો છે.

* બધાં વખાણુ અલ્લાહને માટેજ છે, જે આખી દુનિયાનો પાલન કર્તા છે. બેહદ મહેરબાન, અતિશય કૃપાળુ (અને) માલેક કયામતનો છે. ત્હારીજ અમે બંદગી કરીએ છીએ, અને ત્હારીજ અમે મદદ માંગીએ છીએ (હે ખુદા !) તું દેખાડ અમને સીધો રસ્તો, તે લોકોનો રસ્તો કે જેઓ પર તેં કૃપા કરી છે; પણ ન દેખાડ તેઓનો રસ્તો કે જેઓ ઉપર ત્હારો કોપ થયો, અને તેઓનો રસ્તો (પણ) નહિ કે જેઓ આડે રસ્તે ગયેલા છે.

એ પછી × યા અલ્લાહ ! (તું) દરૂદ મોકલ અમારા સરદાર મોહમ્મદ ઉમ્મી (અનપઢેલા) નબી (સાહેબ) પર, મોમીનોની માતાઓ (એટલે) આપના બીબીયોપર, આલાદપર ને મકાનવાલાઓ પર, જેવી રીતે તેં રહમત મોકલી છે, ઈબ્રાહીમ (અલ૰) ની આલાદપર તુંજ છે વખણાયલો બુઝુર્ગીવાળો

અલ્લાહની સ્તુતી દુઆ ને દરૂદ લખ્યા પછી નિર્બળ ખાકસાર મોહંમદ હાશિમ માકડા અરજ કરે છે કે મોલાના મોહ.દી સૈયદ અસગર હુસૈન ઉર્ફે મીયાં સાહેબે **અસ્સાલેહાત એટલે નેક સ્ત્રીઓ** નામની ઉર્દુ કિતાબ ઘણી માતબર કિતાબોના આધારે લખેલી છે. જેમાં ચાર પવિત્ર સ્ત્રીઓ:-હઝરત હલીમ દાઈ, હઝરત-ખદીજતુલ કુબરા, હઝરત આએશા સિદ્દીકા અને હઝરત ફાતેમા ઝહરા રદી અલ્લાહો અનહુમનું જીવન ચરિત્ર લખાયેલું છે. એમાં ઘણો ખરો રસૂલે કરીમ (સલ૰) ના અહવાલનો તેમ થોડાક સહાબાનો અહવાલનો પણ સમાવેશ થયેલો છે. માટે એને રસૂલે કરીમ (સલ૰) નું જીવનચરિત્ર કહેવામાં પણ કશા વાંધા જેવું નથી. કયો મુસલમાન મરદ કે ઓરત એવા અહવાલને પઢવાનું પસંદ ન કરે, જેને લખવું અને પઢવું ઈમાનની કુવ્વત અને દિલની રોશનીનું કારણ છે !

રિવાયત ખરી છે કે ખોટી એ વિષેની ખાતરી કરી લખનારા બહુજ થોડાં જણ હોય છે. ઉર્દુમાં એવા અહવાલની ઘણી કિતાબો જોવામાં આવશે પરંતુ આવી ઢબે ને મિઠાસથી લખાયેલી અને ખરી રિવાયતોથી શણગારાયેલી કિતાબ ભાગ્યેજ મળી શકશે. અસલ કિતાબના રચનાર સાહેબે ઘણી સહેલાઇની રીતે અને વિગતવાર સામાન્ય લોકોને સમજાવવાની કોશિશ કરી છે તેમ નાચીઝે પણ પોતાની શક્તિ મુજબ યત્ન કર્યો છે: એટલા માટે કે થોડું ભણેલાં માણસો પણ પોતાના પ્યારા નબી (સલ૰) અને હુઝુર (સલ૰) ની સાથે સંબંધ રાખનારાંનું વૃત્તાંત વાંચીને ઇમાનને તાઝુ બનાવી શકે. મારા સદહું લખાણમાં અસલ કિતાબના રચનાર સાહેબના દીબાચાના સારનો પણ સમાવેશ થઇ ગયો છે.

---

* કિતાબ પુરી લખ્યા બાદ પ્રસ્તાવનાની શરૂઆતમાં અલ્લાહની સ્તુતી કેવા શબ્દોમાં કરવી જોઈએ. એ વિષે વિચાર કરતાં અંતે દિલમાં એ આવ્યું કે સુરએ અલહમ્દોનો તરજુમો લખી દઉં. એ માટે કે એમાં ખુદાની તારીફ ને દુઆનો પણ સમાવેશ થયેલો છે. માટે આ પુરી સુરા અલહમ્દોનો તરજુમો છે.

× એ પછી લાગલો ખ્યાલ આવ્યો કે હવે એની સાથે કોઇ દરૂદ શરીફનો તરજુમો કરી દઉં. માટે આ દરૂદ શરીફનો તરજુમો છે. એ દરૂદ શરીફ બરકત માટે અરબી ઉચ્ચારમાં પ્રસ્તાવનાની આખિરમાં સામિલ કરી દીધુ છે.

હું નિર્બળ ને રોગિષ્ઠ છું, અને માથાથી લઇને તે પગ સુધી ગુનાહોથી ભરેલો છું. એટલા માટે હું વાંચક વર્ગથી અરજ ગુજારૂં છું કે લિલ્લાહ મારી તંદુરસ્તી–ને–ઇમાનની સલામતી માટે જરૂર દુઆ કરે.

આ તરજુમા કરવામાં મુજ ખાકસારથી જે કંઈ ભૂલચૂક થઇ હોય તે લિલ્લાહ વાંચનાર સુધારી લેશે, અને મને પણ ખબર આપી આભારી કરશે. એવી મારી અરજ છે.

હવે હું આટલા ઉપર બસ કરી ખુદાપાકથી દુઆ કરૂં છું કે એ અલ્લાહ ! આ કામ જે થયું છે તે તારી મદદ અને તારી તોફીકથીજ થયું છે. તું એને કબૂલ કરજે અને મારી નજાતનું કારણ બનાવજે. આમીન. એ અલ્લાહ ! મને મારા માબાપને, છપાવનારાઓને, એ કામમાં કોઇ પણ તરેહની મદદ કરનારાને, અસલ કર્તાને અને તમામ મુસલમાનોને બક્ષ. આમીન યા રબ્બલ આલમીન

*** અલ્લાહુમ સલ્લેઅલા સૈયદેન મોહમ્મદ નિન્નબીયિલ ઉમ્મીયે વઅઝવાજેહી ઉમ્મહાતિલ મુમેનીન વઝુરરિયતેહી વઅહલેબયતેહી કમાસલ્લયત અલા આલે ઇબ્રાહીમ ઇન્નક હમીદુમ મજીદ.**

ભાષાંતર કર્તા.

* અબૂ હોરૈરહ (રદી૦) થી રિવાયત છે કે ફરમાવ્યું રસૂલે ખુદા (સલ૦) એ જે (માણસ) ની એવી ખુશી હોય કે તેને પુરેપુરા માપથી સવાબ દેવામાં આવે. એટલે જેને ખાહિશ હોય કે ઘણુંજ સવાબ મળે તો તેને જોઇએ કે અમો ઉપર દરૂદ મોકલે, કેમકે અમો નબુવતનાં ઘરવાલાઓ છીએ. ત્યારે જોઇએ કે આ દરૂદ શરીફ પઢે (અબૂદાઉદ.)





## મુરઝેઅતુલ રસૂલ સલલલ્લાહો અલયહે વસલ્લમ=એટલે રસૂલે મકબૂલ (સલ.) ની દાઇ હલીમા (રદી.) નો અહવાલ.

હઝરત હલીમા (રદી.) કબીલા બની સઅદનાં એક ઘણાં ગરીબ સ્ત્રી હતાં. એમના બાપનું નામ અબૂ ઝવૅબ અને ધણીનું નામ હારિસ હતું. એમને એક એવાં બચ્ચાંની દાઈ બની દૂધ પીવડાવી ઇઝ્ઝત હાસિલ થવાની હતી, જે દીન અને દુનિયાના સરદાર હતા. અગર એ ઈઝઝત અને બુઝુર્ગી એમને ન મળત તો આજે કોઇ દુનિયામાં એમનું નામ પણ ન જાણત.

બની સઅદનો કબીલો શુદ્ધ અને છટાદાર બોલનાર મશહૂર હતો. આં હઝરત (સલ.) ફરમાવ્યા કરતા હતા કે "ખુદાતઆલાએ મને તમામ અરબમાં શુધ્ધ અને છટાદાર બોલનાર પયદા કર્યો છે. પ્રથમ તો અમારો કબીલો કુરૈશનો કબીલો વાતચીત અને બોલ્લીની ખૂબીમાં સરવેથી આગળ પડતો છે, અને બીજું એ કે મારૂં પાલણપોષણ કબીલા બની સઅદમાં થયું, જે શુદ્ધ રીતે અને છટાથી બોલ-વામાં મશહૂર ને માનવંત છે."

દુનિયામાં તશરીફ લાવ્યા બાદ, રસૂલુલ્લાહ (સલ.) સાત દિવસ લગણ પોતાની મહેરબાન મા સાહેબાનું દૂધ પીતા રહ્યા. સાત દિવસ પછી સવૅબા (રદી) એ કેટલાક દિવસ દૂધ પીવડાવ્યું. હુઝૂર (સલ.) થી બે વરસ પહેલાં તેમના (સલ.) કાકા હઝરત હમઝા (રદી) પયદા થયા હતા. સવૅબા (રદી) તેમને પણ દૂધ પીવડાવતાં હતાં અને તેમની સાથે [1]અબૂસલ્મ્માને પણ દૂધ પીવડાવ્યું હતું. એજ કારણથી હમઝા અને અબૂસલ્મ્મા રસૂલુલ્લાહ (સલ.) ના દૂધભાઇઓ છે.

---

૧. અબૂસલ્લમા રસૂલુલ્લાહ (સલ.) ના ફોઇભાઇ અને હઝરત હમઝા (રદી.) ના ભાણેજા છે

એક વેળા હુઝૂર (સલ.) ને અરજ કરવામાં આવી કે 'આપ હમઝા (રઝી.) ની સાહબઝાદી સાથે નિકાહ કરી લો.' આં હઝરત (સલ.) એ ફરમાવ્યું કે 'હમઝા (રઝી.) મારા દુધભાઈ છે. એ સંબંધના લીધે તેમની સાહબઝાદી મારી ભત્રીજી થાય છે. તેનાથી મને નિકાહ હલાલ નથી'. એવીજ રીતે લોકોએ અબૂસલમાની છોકરી વિષે અરજ કરી કે 'સાંભળવામાં આવ્યું છે કે આપનો તેમનાથી નિકાહ કરવાનો ઇરાદો છે, હુઝૂરે (સલ.) જવાબ આપ્યો કે "મારા નિકાહ તેનાથી કેવી રીતે થઇ શકે! પ્રથમ તો તે છોકરીની મા (એટલે ઉમ્મે સલ્મા) મારા નિકાહમાં છે. એ ઉપરાંત અબૂસલમા મારા દુધભાઈ છે." સવૅબા [2]અબૂલહબની લોંડી હતાં. જયારે એમણે અબૂલહબ પાસે જઈ ખૂશ ખબરી આપી કે 'તમારા ભાઇ અબ્દુલ્લાહને ત્યાં છોકરો (એટલે મોહંમદ (સલ)) જનમ્યો છે.' અબૂલહબે એની ખૂશીમાં એમને આઝાદ કરી દીધાં. અને કહ્યું કે 'છોકરાંને દૂધ પીવડાવ્યાં કરો.' કેટલાક આલિમોના કહેવાથી માલમ પડે છે કે એઓ મુસલમાન પણ થઈ ગયાં હતાં. આં હઝરત (સલ) મદીને તશરીફ લઈ ગયા પછી તેઓ મરણ પામ્યાં.

અરબમાં રિવાજ હતો કે માબાપ ગરીબ હોય કે અમીર, બચ્ચાંઓને મા પાસે રાખતા ન હતાં; બલ્કે પાલણ પોષણ (પરવરિશ) ને માટે બીજી ઓરતોને સોંપી દેતાં, અને આજુબાજુનાં ગામડાંઓમાં મોકલી દેતાં. ત્યાંની આબોહવા સારી હોવાથી તે તંદુરૂસ્ત પણ રહેતાં અને જલદી મોટાં થતાં. બેત્રણ વરસ અથવા તો એથી વધારે વરસ સુધી ત્યાં રાખતાં. માબાપ કોઇ કોઈ વાર તેમને જોવા માટે ત્યાં જતાં; અથવા તો પાલનાર પોતે તેને (બચ્ચાંને) લાવી બતલાવી જતી. થોડે થોડે દિવસે ગામડાંની ઓરતો બચ્ચાં લેવા માટે શહેરમાં આવતી; અને તે અરસામાં જે બચ્ચાં જનમેલા હોય તેમને લઈ જતી. આં હઝરત (સલ.) ના જનમ્યાના થોડા દિવસ પછી બની સઅદની ઓરતો બચ્ચાંઓને લેવા મકકે આવી. હલીમા સઅદીયા પણ તેઓમાં હતાં. સઉ ઓરતોએ પૈસા ટકે સુખી અને માલદાર લોકોનાં બચ્ચાંઓને લઇ લીધાં. જેમનાથી ઘણાખરા ફાયદાની ઉમેદ હતી. સરવેને કહેવામાં આવ્યું છતાં કોઇએ તે યતીમ બચ્ચાં (મો. સ. અ. વ.) ને નહિ લીધું. જેમણે કોઈ વખતે બાપનો ચહેરો પણ જોયો ન હતો. હમણા દુનિયામાં કદમ પણ રાખ્યો ન હતો કે બાપ દુનિયાથી સીધાવી ગયા. સૌ કહેતી હતી કે એવાં બચ્ચાંને લઇ શું કરીએ! જેમનો બાપ નથી કે જે અમારી સાથે સલુકાઇ કરે. (એટલે ભેટ–હદીયો વિગેરે આપે.) ગરીબ મા છે. અગર તેણી સલુક કરવા પણ ચાહે તો શું કરી શકે! એ કોણ જાણતું હતું કે એ બચ્ચું

૨. અબૂલહબ અબ્દુલ મુત્તલિબનો છોકરો અને હુઝૂર (સલ.) નો કાકો જે આપનો જાની દુશ્મન હતો અને કુફ્રની હાલતમાંજ મરી ગયો. પરંતુ તેના બે છોકરા ઉતબા અને મોʼતબ મુસલમાન થઇ સહાબામાં દાખલ થયા.

ખુદાના સૌથી મોટા રસૂલ (સલ.) અને પ્યારા મહબૂબ છે; અને દુનિયાને તેમનાથી તે ફાયદો પહોંચશે જે કોઇથી થયો છે, ન થશે. હલીમાની તકદીર સારી હતી અને નસીબ સામે હતું; એટલે કે તેમને કોઇ બચ્ચુંજ ન મળ્યું. ખુદા તઆલાએ એ ઇઝઝત ને નેકબખ્તી ખાસ કરીને તેમનેજ માટે રાખી હતી. તેમણે પોતાના ધણીથી મશ્વેરો કર્યો કે ખાલી હાથે જવાને દિલ નહિ ચાહતું; અને યતીમ બચ્ચાંને લેવાને પણ દિલ હિમ્મત કરતું નથી. માત્ર તેજ એક બચ્ચું બાકી રહી ગયું છે જે અબ્દુલ મુત્તલિબના પૌત્ર છે. જાણોકે તે યતીમ છે. પરંતુ તેમના દાદાની બુઝુર્ગી અને કુરૈશના સરદાર હોવાની વાત કંઇ છુપેલી નથી. ધણીએ કહ્યું 'શી હરકત છે લઇ લો. માલુમ નહિ. ખુદા એમાં કંઇ બેહતરી કરી દયે.' હલીમાને તો પ્રથમથીજ એ બચ્ચું વ્હાલું લાગતું હતું. અને તેમને લાવવાને દિલ ચાહતું હતું; પણ લગાર આશરો ચાહતાં હતાં. ધણીની એ વાત સાંભળી તુરત ગયાં અને હુઝૂર (સલ.) ને લઇ આવ્યાં. હલીમા પોતે પોતાનો કિસ્સો બ્યાન કરે છે કે "જ્યારે અમો મક્કે આવ્યાં ત્યારે દેશમાં દુકાળ પડયો હતો. ન તો જંગલમાં ઘાસ હતી, ન તો જનાવરોની આંચળોમાં દૂધ હતું. સવારીનાં જનાવરોથી ચાલી શકાતું નહોતું. અમારી સાથે એક અમારૂં બચ્ચું, એક ઊંટણી અને એક સવારીનું ગધેડું હતું. જેઓને ખાવાને માટે કંઇ ન હતું; અને મને દૂધ ઉતરતું ન હતું. તેથી બચ્ચું ભૂખ્યું તળવળતું હતું. એ મુસીબતના સબબે ન તો દિવસે આરામ મળતો હતો, ન તો રાત્રે. આં હઝરત (સલ) નું અમારી પાસે આવવું થયું કે જાણે હાલતજ બદલાઇ ગઈ. મારી સુકાયલી છાતીઓમાં એટલું દૂધ આવ્યું કે હુઝૂરે (સલ.) પણ ખૂબ પીધું; અને મારાં બચ્ચાંએ પણ પેટ ભરીને પી લીધું. પેલી ઊંટણી જે એક ટીપું પણ દૂધ દેતી ન હતી. હવે તેની આંચળો દૂધથી ભરેલી હતી. મારા ધણીએ દૂધ કાઢયું અને અમો બન્નેએ ખૂબ પેટ ભરીને પીધું. ભૂખની તકલીફ દુર થવાથી રાત્રે ખૂબ આરામથી સુતાં." મારા ધણીએ કહ્યું કે 'હલીમા! એવું માલુમ પડે છે કે એ ઘણુંજ મુબારક અને ખૂશ નશીબ બચ્ચું આપણને પ્રાપ્ત થયું છે. સઘળી બરકત એમનાજ લીધે નઝર આવે છે.'

"કેટલાક દિવસ સુધી આરામથી મક્કામાં રહ્યાં. જયારે બધી ઓરતો બચ્ચાંઓનાં માબાપથી રજા લઈ મક્કેથી જવા લાગી ત્યારે મેં પણ હુઝૂર (સલ.) ની મા સહેબાથી રજા લઇ તેમને ખોળામાં લઈ પોતાને ઘેર જવા ગધેડા ઉપર સવાર થઇ તો મારૂં તેજ ગધેડું જે કાફલાની પછવાડે ઘણીજ મુશ્કેલીથી ચાલતું હતું તે ઘણુંજ જલદી દોડીને બધા કાફલાથી આગળ નીકળી ગયું. એ મામલો જોઇ મારી સાથે જે ઓરતો હતી. તેઓએ કહ્યું કે 'હલીમા ઘણીજ નશીબવંત છે જેને આવું નેકબખ્ત બચ્ચું મળી ગયું છે; અને તેની સઘળી તકલીફો મટી ગઇ છે.' ઘેર પહોંચ્યા પછી બીજી ઘણી બરકત ઝાહિર થઇ. તે બકરીઓ જેઓને મહિનાઓથી

ખાવાનું મળ્યું નહોતું. અને જેનાથી દૂધ પણ કદાચ થોડુંક હાસિલ થતું. તેઓ જંગલથી પાછી આવી, એટલામાં બધી (બકરીઓ) ની આંચળો દૂધથી ભરેલી હતી. દરરોજ મારી બકરીઓ એવીજ હાલતે આવતી. અને બધાં ગામનાં જનાવરોની આંચળોમાં દૂધ નહતું. હવે સઘળી ઓરતો આ મામલો જોઇ દિલમાં બળાપો કરતી. અને એવાં નશીબવાળાં બચ્ચાંથી અભાગ્યણુ રહેવાથી અફસોસ કરતી હતી. અંતે બધાં ગામવાળાઓ મારાં જનાવરો સાથે પોતાનાં જનાવરો ચરાવવાં લાગ્યાં. ખુદાની કુદરતથી તેઓને પણ દુધ આવ્યું. (દુધાળાં થયાં) હલીમાને એ વાતોથી શ્રદ્ધા (યકીન) થઇ ગયું કે એ કંઇ મા'મૂલી બચ્ચું નથી. બલ્કે કોઇ હોનહાર (ઉંચાં પદને લાયક થનાર) બચ્ચું છે. જેના નસીબનો સિતારો કોઇવેળા એવો ચમકશે કે બધી રૌશની ઝાંખી પડી જશે. તેઓ (હલીમા) હુઝૂર (સલ.) નું ભરણ પોષણ અતિશય પ્યાર અને મહોબ્બતથી કરતાં હતાં. દૂધ પીવડાવનારી ઓરતોની માફક મારવું, બુરૂં કહેવું તો દુર રહ્યું. કોઇવેળા ગુસ્સાની નઝરે નિહાળતાં પણ ન હતાં. આં હઝરત (સલ.) ની વાતો, ને હાલતજ એવાં હતાં કે હલીમા (રદી.) ને એવી રીતે વર્તવાનો વારો ન આવતો. કોઇવેળા એવું ન બનવા પામતું કે નજાસત ને નાપાકીથી કપડાં ખરાબ થઈ જતાં હોય. બલ્કે અમુક વખત મુકરર હતો જેને હલીમા (રદી.) જાણતાં હતાં. આપ બચપણમાં એવી રીતે રડતા પણ ન હતા, જેવી રીતે કેટલાંક બચ્ચાં રડી રડીને મા અને દાઈનાં નાકમાં દમ લાવી નાંખે છે. હલીમા (રદી.) નું પણ એક બચ્ચું હતું. જે આપની સાથે દૂધ પીતું હતું. હમેશાં હુઝૂર (સલ.) એકજ છાતીથી દૂધ પીતા હતા. બીજી છાતીથી તેમનું બચ્ચું પીતું હતું. હુઝૂર (સલ.) હલીમા (રદી.) ની સંભાળ હેઠળ રહેતા હતા. અને આસ્તે આસ્તે પગે ચાલવા લાગ્યા.

જ્યારે આં હઝરત (સલ.)ની બે વરસની ઉમર થઇ ત્યારે હલીમાને ખિયાલ આવ્યો કે એ બચ્ચું પોતાની માને જરૂર બતલાવી દેવું જોઇએ. એજ ઇરાદે તેઓ હુઝૂર (સલ.) ને પોતાની સાથે લઇને મકકે ગયાં. આમેના પોતાનાં વ્હાલાં બચ્ચાંને સહીસલામત–ને–તંદુરૂસ્ત રમતુ જોઇ ખૂશ ખૂશ થઇ ગયાં–ખૂશીનો પાર રહ્યો નહિ. ખરૂં જોતાં એવી મા જેમના ધણી પણ ન હોય. (દુનિયાથી સીધાવી ગયા હોય.) અને માત્ર એકનું એકજ બચ્ચું હોય. એવા બચ્ચાંની જુદાઈથી દિલમાં ઘણી ચોટ લાગે છે. પરંતુ શું કરે ! તે વેળા મક્કાની આબોહવામાં બગાડો થતો જતો હતો. હલીમાએ આપ (સલ.) ને પાછા લઈ જવાની દરખાસ્ત કરી. હુઝુર (સલ.) ની મા સાહેબાએ તેમની દરખાસ્ત કબૂલ રાખી. અને મકકેથી હલીમા (રદી.) આપને પોતાની સાથે લઇ ચાલ્યાં આવ્યાં, અને પોતાનાં ગામમાં ઝિંદગી ગુઝારવાં લાગ્યાં. આપના દુધભાઈ એટલે હલીમાના દીકરા અબ્દુલ્લાહ બકરીઓ ચરાવવાને જતા ત્યારે હુઝૂર (સલ.) પણ કોઇ કોઇ વાર તેમની સાથે જંગલ ચાલ્યા જતા હતા. એવી રીતે હલીમાએ બીજાં ત્રણ વરસ આપની ખિદમત કરી. રસૂલુલ્લાહ (સલ.) પાંચ

વરસની ઉમરમાં અતિ હુશિયાર–ને–સમજદાર બની ગયા. હમેશાં પવિત્રતા–ને–સફાઈ અને બીજાઓની મદદ કરવાનું પસંદ રાખતા હતા. હવે હલીમાને મુનાસિબ લાગ્યું કે આં હઝરત (સલ) ને મા સાહેબા પાસે મકકે પહોંચાડી દીએ. પોતાનાં ગામથી આપને સાથે લઈ રવાનાં થયાં અને મકકે આવી પહોંચ્યાં. *આમુલફીલનાં છઠ્ઠે વરસે આપની ઉમર પાંચ વરસ અને બે દિવસની હતી. તે વેળાએ તેમણે તે કિંમતી અમાનતને માને સોંપી દીધી. જેની કિંમતના મુકાબલામાં ઝમીન–વ–આસમાન અને તમામ દુનિયા કંઈજ ગણત્રીમાં નહતાં. જાણેકે અહિં કાંઇ માલ–દોલત નહતી; તો પણ હલીમા (રદી.) ની એટલી ખિદમત કરવામાં આવી જે તેમને ખૂશ કરવા માટે પુરતી હતી પરંતુ બાતમીઝ, મુબારક–ને ખુશ નસીબ બચ્ચાંનાં છૂટી ગયાની જુદાઇની જે કંઇ તકલીફ હતી તેના મુકાબલામાં એ ખૂશી કંઈજ નહતી. જાણે કે હલીમાને આપ (સલ) ની જુદાઇથી ઘણીજ તકલીફ થતી હતી. પણ અંતે તેઓ પોતાનાં વતન પાછા ગયાં. હવે હુઝૂર (સલ) પોતાની મા સાહેબા સાથે રહેવા લાગ્યા. આમેના હુઝૂર (સલ) ને જોઇ જોઈ ખૂશ થતાં હતાં. આપની વાતો ને આદતોને દેખી ફૂલાં સમાતાં નહતાં. પણ એ જાણતાં નહતાં કે 'માના ખોળાનું આરામ એ [1]ગારેહેરાનાં મુજાવર બચ્ચાંનાં નસીબમાં નથી. અને એકજ વરસ પછી તેમને એકલા છોડી હું કબરમાં સુવાવાળી છું!' થોડાક દિવસો મકકે રહ્યાં પછી આમેના આપને સાથે લઈ મદીને આપ (સલ.) ના બાપદાદાનાં [2]નનયાળમાં ગયાં. થોડાક મહિના ત્યાં રહી પાછા ફર્યાં. રસ્તામાં મુકામ 'અબવાઅ' એ થોસેલાં હતાં. પડાવ નાંખેલો હતો. તે જગ્યાએ મોતના ઝબરદસ્ત હાથે માને બચ્ચાંથી જુદાં કરી દીધાં. (એટલે આમેના દુનિયાએ ફાનીથી કુચ કરી ગયાં.)

આ નબૂવતનું તાજ પહેરનાર બચ્ચાંનાં શીર પર (હમણાં જેમની છ વરસની ઉમર થઈ હતી.) બાપનું છત્ર તો હતુંજ નહિ. (એટલે બાપ તો કયારના દુનિયાથી સીધાવી ગયા હતા.) હવે માના ખોળાની માયાનો પણ અંત આવ્યો (એટલે મઝકૂર જગ્યા 'અબવાઅ' એ મરણ પામ્યાં) એ જગ્યા મક્કા અને મદીના વચ્ચે આવેલી

* એક કાફિર પાદશાહે ખાના કાબાના નમૂનાનું મકાન બનાવ્યું હતું. કારણ કે લોકો ત્યાં આવી હજ કર્યા કરે. કોઇ મુસાફિર આવી તેમાં પાખાનું નાંખી ગયો. અને થોડા દિવસ પછી આગ લાગી ગઇ. પાદશાહ ગુસ્સે થઇ, દિલનો ઉભરો કાઢવા હાથી લઇ ખાના કાબાને તોડી પાડવાને ઇરાદે આવ્યો. ખુદા તઆલાએ તેને હલાક–ને–બરબાદ કરી નાંખ્યો. 'અલમતરકયફ' માં તેનું બ્યાન છે. તેજ વરસને 'આમુલફીલ'–(એટલે હાથીવાળું વરસ) કહે છે. એજ વરસે આંહઝરત (સલ.) પયદા થયા હતા.

૧ મક્કા મુઅઝ્ઝમાના એક પહાડનું નામ 'હેરા' છે. જેના ગુફામાં આંહઝરત (સલ.) ઈબાદત કર્યા કરતા હતા. સૌથી પહેલાં એજ જગ્યાએ 'વહી' નાઝિલ થઈ. અને નબૂવતનું પયામ (સનદ) મળ્યું.

૨. આં હઝરત (સલ.) ના દાદા અબ્દુલ મુત્તલિબની મા મદીનાના કબીલા બનીનજ્જાર-માંથી હતાં.

છે અને એ તેજ મુકામ છે કે નબૂવત હાસિલ થયાં પછી કેટલાંક વરસ થયાં બાદ આં હઝરત (સલ) મઝકૂર જગ્યા આગળથી પસાર થતી વેળા પોતાની મા સાહેબાની કબર પાસે જઇ એટલું રોવા લાગ્યા કે પાસેવાલા લોકો પણ રોવા લાગ્યા. 'સુબ્હાનલ્લાહ!' ખુદા તઆલાએ પોતાના સાચા નબીનું દિલ કેવું સારૂં બનાવ્યું હતું! જેમાં સબ્ર, શુક્ર, મોહબ્બત, મુરવ્વત અને સગાં વ્હાલાંનું સ્મરણ (યાદ) વિગેરે સઘળાંજ ગુણ મૌજુદ હતાં. **સલલલ્લાહો અલય્હે વઆલેહી વઅસહાબેહી વસલ્લમ.**

ઉમ્મે [3]અયમન જે આપના પીતાની લૉંડી હતાં અને હુઝૂર (સલ.) ને વારસામાં મળ્યાં હતાં. તેઓ આં હઝરત (સલ) ની સાથે હતાં. તેઓ મઝકૂર મુકામેથી આપને મક્કે લઈ આવ્યાં હવે તે ઝમાનો આવી ગયો હતો કે નતો બાપ હતા કે નતો મા. અબ્દુલ મુત્તલિબ આપના દાદા પણ દુનિયામાં એકસો વીશ વરસ રહી આં હઝરત (સલ.) ને આઠ વરસના છોડી મરણ પામ્યા હતા. પરંતુ પ્રથમથી ખુદા તઆલા પોતાના બરહક નબી-ને-પ્યારા હબીબની હાલત નિહાળતો હતો. અને કહેતો હતો કે એ દુર્રેયતીમને મારી સંભાળ બસ છે. એક સમય એવો આવવાનો છે કે તેમના (સલ.) દીનથી તમામ દીનો મનસુખ થઇ જશે. (મટી જશે. માત્ર હુઝૂર (સલ.) નાજ દિનને ગ્રહણ કરવાથી નજાત મળશે.) અને મોટા મોટા પાદશાહોનાં શરીર તેમનું (સલ.) નામ સાંભળી ધ્રુજશે. હલીમા હુઝૂર (સલ.) ને મક્કે પહોંચાડી પોતાને વતન ગયાં પછી એક લાંબી મુદ્દત જીવતાં રહ્યાં એટલે સુધી કે હુઝુરે (સલ.) નબૂવતનાં તેર વરસ મક્કામાં કાઢયાં અને હિજરતનાં આઠ વરસ પછી જે વખતે આપની ઉમર એકસેંઠ વરસની હતી. તે વખતે આપ (સલ.) 'જરાનહ' માં ગોશ્ત વહેંચતાં હતાં જે મક્કેથી એક મનઝિલ છે. ત્યાં [4]હલીમા (રદી.) આપની પાસે આવ્યાં. હુઝૂરે (સલ.) પોતાની ચાદર પાથરી તેમને તે પર બેસાડયાં. લોકો તાજ્જુબ થયા; પણ પાછળથી માલુમ પડયું કે એ આપને દૂધ પીવડાવનારાં છે; તેથી હુઝૂર (સલ.) તેમની એટલી બધી ઇઝઝત કરે છે. હલીમા (રદી) નાં બીજાં કેટલાંક બચ્ચાં પણ હતાં. બે છોકરીઓ હતી. એકનું નામ અનીસા અને બીજીનું નામ હઝાફા જેને શયમાઅ કહેતા હતા, અને એક છોકરો જેનું નામ અબ્દુલ્લાહ હતું. એ ત્રણે હુઝૂર (સલ.)નાં દૂધભાઇ બેન હતાં. અબ્દુલ્લાહે તો આપની સાથેજ દૂધ પીધું હતું. શયમાઅ આપથી ઉમરમાં ઘણાં મોટાં હતાં જેઓ કોઇ કોઇ વેળા હુઝૂર (સલ૦) ને ખોળામાં લઇ રમાડતાં હતાં. એક સમયે લડાઇમાં ઇસ્લામી લશ્કરે કબીલા 'હવાઝિન' ના

૩. ગેહનો વારસો અંબિયાને મલતો નથી. પણ એ કિસ્સો આપના નબી હોવા પહેલાંનો છે. અને એ પણ બનવાજોગ છે કે હુઝૂરના દાદા સાહેબે તેમને આં હઝરત (સલ) ની ખિદમત માટે પોતાના તરફથી આપી દીધાં હોય.

૪ કેટલાક આલિમો ફરમાવે છે કે એ આવનારાં હલીમા (રદી.) ની છોકરી હતાં. પોતે હલીમા (રદી.) ન હતાં.

ઘણાં લોકોને પકડી કેદ કર્યાં. જેમાં શયમાઅ પણ હતાં. તેમણે કહ્યું કે 'મને પોતાના નબી (સલ૦) કને લઈ જાઓ. હું તેમની બેન છું.' જ્યારે તેમને હુઝૂર (સલ૦) ની ખિદમતમાં લાવવામાં આવ્યાં ત્યારે શયમાએ એવી નિશાનીઓ બતલાવી. જેથી આં હઝરતે (સલ૦) તેમને ઓળખ્યાં. પોતાનું બચપણ અને તે સમયે ખિદમત કરનારાંની યાદ કરીને આપની આંખોમાં આંસુ ભરાઇ આવ્યાં, અને હુઝૂરે (સલ૦) શયમાઅને ફરમાવ્યું કે "જો અહિં અમારી સાથે રહેવા ચાહો તો ઘણી ઇઝઝત-ને આરામ સાથે રહી શકો છો, અગર જો પોતાને ઘેર જવા માંગતાં હોવ તો ત્યાં પહોંચાડી દયે. તેમણે પાછા (વતન) જવાનું પસંદ કર્યું". હુઝૂરે (સલ૦) તેમને ત્રણ ગુલામ, એક લૉંડી, કેટલાંક ઊંટો અને બકરીઓ આપવાને હુકમ ફરમાવી દીધો. એઓ મુસલમાન થયાં અને પોતાનાં વતન જવા આપથી છુટાં પડયાં. અલ્લાહો અકબર ! હુઝૂર (સલ૦) ની ઝાતમાં ખુદા તઆલાએ બધીજ ખૂબિયો એકઠી કરી દીધી હતી. અખલાક સિવાય મુરવ્વત-ને-વફા ! તે બુલંદ દરજ્જે પહોંચવા છતાં પણ પોતાના જુના ખાદિમોંનો ખિયાલ આપનોજ હિસ્સો હતો. આપ (સલ૦) મદીનેથી સવૅબા માટે રૂપિયા-ને-કપડાં મોકલતાં હતાં. (જેઓએ થોડાક દિવસ દૂધ પીવડાવ્યું હતું.) અને તેમની ઘણી ઇઝઝત કરતા હતા. મક્કામાં તેઓ રહેતાં હતાં ત્યારે પણ હુઝૂર (સલ.) ને ત્યાં આવ્યાં કરતાં હતાં. હુઝૂર (સલ.) તેમનો ઘણો અદબ-ને-ખિયાલ રાખતાં, અને એજ કારણે ખદીજા (રદી.) પણ તેમનો ઘણો ખિયાલ રાખતાં. હિજરતનાં છઠ્ઠા વરસે જ્યારે આપે [૧]ખયબર ફતેહ કર્યું ત્યારે તેમનાં મરણની ખબર પહોંચી તો હુઝૂર (સલ.) ઘણા દિલગીર થયા. હિજરતનાં આઠ વરસ પછી હુઝૂર (સલ.) મક્કા ફતેહ કરી ત્યાં (ખયબરે) તશરીફ લાવ્યા તો સવૅબાના છોકરા મસરૂહની હાલત દરયાફત ફરમાવી, જેણે આપની સાથે દૂધ પીધું હતું તેનો કંઇ પતો-નિશાન નહિ મળ્યો ત્યારે સવૅબાનાં બીજાં સગાં વહાલાં વિષે પૂછયું. પણ તે સમયે તેઓ-માંથી કોઇ પણ દુનિયામાં મૌજુદ ન હતું. ખાસ આપ પોતે ઉમ્મે અયમનને ઘેર કોઇ કોઇ વખતે મલવાને જતાં જેમણે મા સાહેબાનાં મરણ પછી આપ (સલ.) ની ખિદમત કરી હતી. તે હબસાના રહેનારાં હતાં. એઓ રસૂલુલ્લાહ (સલ.) સાથે ઘણી મોહબ્બત અને પ્યાર રાખતાં હતાં. આં હઝરત (સલ.) ના દુનિયાથી સીધાવ્યા પછી હઝરત *અબૂબકર (રદી) અને ઉમર (રદી.) હુઝૂર (સલ.) ના

---

૧. એ તે 'ખયબર' છે જે હઝરતઅલી (રદી.) ના હાથે ફતેહ થયું હતું. મદીનેથી ચાર મનઝિલપર છે. એમાં યહુદી રહેતા હતા. તે ખયબર નથી જે કાબુલની નઝદીક છે.

*હઝરત અબૂબકર સિદ્દીક રદી અલ્લાહો અનહો જે સાચા વફાદાર અને ખરી મોહબ્બત રાખનાર હતા. જેઓએ માત્ર ખુદા અને તેના રસૂલ (સલ.) ની રઝામંદી માટે પોતાની તમામ માલ-દોલત તે મુકદ્દસ રસૂલ (સલ.) ઉપર કુર્બાન કરી દીધી કોઇ મુસીબત-ને-તકલીફનો વખત

જુઓ પા૦ ૧૦ ની નોટ.

રિવાજ મુજબ તેમની સાથે મલવા ગયા. તો તેઓ (ઉમ્મે અયમન) હુઝૂર (સલ.) ને યાદ કરી રડી પડયાં, અને એ બન્ને સાહેબો પણ રડવા લાગ્યા.

વાહ ! આં હઝરત (સલ) ના ખાદિમોની હુઝૂર (સલ.) સાથે કેવી સાચી મોહબ્બત હતી. અને કેટલો બધો ખિયાલ હતો રસૂલુલ્લાહ (સલ.) ને પોતાના જાંનિસારોનો ! **સલલલ્લાહો અલયહે વઆલેહી વઅસહાબેહી વઅઝ્વાજેહી વસલ્લમ અજમઇન.**

---

## ઝવજએ [1]તાહેરહ એટલે હઝરત ખદીજા રદી અલ્લાહો અનહાનો અહવાલ.

તમામ દુનિયામાં સૌથી પહેલાં ઇસ્લામ સ્વીકારનારાં અને રસૂલે ખુદા-સલલલ્લાહો અલયહે વસલ્લમની સઉથી પહેલી ઓરત હઝરત ખદીજા (રદી०) છે. આં હઝરત (સલ०) ના દુનિયામાં તશરીફ લાવ્યાના પંદર વરસ પહેલાં એઓ પયદા થઇ ચૂકયાં હતાં. એમના બાપનું નામ ખવેલદ હતું. જે અરબમાં અતિશય ઇઝઝતવાળા અને ખાનદાની શખ્સ હતા. મા સાહેબાનું નામ ફાતેમા હતું. ખુદાતઆલાની આદત છે કે જયારે કોઇ કામ કરવાનું હોય છે ત્યારે તેના સબબો તેવાજ બનાવી દે છે. ખદીજા (રદી.) ની તકદીરમાં સૈયેદિલ મુરસલીનની ઓરત બનવાની ઇઝઝત લખેલી હતી. તેથી તેમના બે નિકાહ થયાં; પણ બન્ને ધણીઓ જીવતા રહ્યા નહિ. તેમના બાપે તેમની શાદી પોતાના રિવાજની માફક એક ખાનદાની શખ્સથી કરી દીધી હતી. જેને અબૂહાલા કહેતા હતા. તેઓથી બે બચ્ચાં પયદા થયાં. કંઇક મુદ્દત પછી અબૂહાલા મરણ પામ્યા અને થોડી મુદ્દત પછી ખદીજાના નિકાહ [2]અતીકથી

---

એવો ન હતો. જેમાં રસૂલે પાકના રફીક—તે સાથી નહિ હોય. જેમકે જે રાત્રે હઝરત રસૂલે મકબૂલ (સલ.) અને હઝરત અબૂબકર (રદી.) હિઝરતની નિયતથી રવાના થઈ કાફિરોથી સંતાઇ જવાને 'ગારેસૌર' પાસે આવ્યા. ત્યારે અબૂબકર (રદી) એ અરજ કરી કે 'આપ (સલ.) લગાર થોભો. હું અંદર જઇ જોઉં કે જો કોઇ ચીઝ તકલીફ પહોંચાડે તો મને પહોંચાડે. આપને તકલીફ ન પહોંચે. તેમાં જઈ સાફસૂફ કર્યું, અને પોતાની ચાદર ચીરીને જેટલાં કાણાં હતાં તે બધાં બંધ કરી દીધાં; પરંતુ બે દર બાકી રહ્યાં હતાં તેઓને હઝરત અબૂબકરે (રદી.) પોતાના પગો વડે બંધ કર્યાં, અને હુઝૂર (સલ.) ને અંદર બોલાવ્યા. આપ (સલ०) અંદર તશરીફ લઇ ગયા, અને હઝરત સિદ્દીક (રદી) ના ખોળામાં માથુ રાખી સૂઇ ગયા, એક દરમાંથી સાંપ હઝરત અબૂબકર (રદી.) ને કરડયો. એ સાચા અને જાન કુર્બાન કરનારે આપની (સલ.) બેઆરામીના ડરથી હરકત ન કરી પણ બેઇખ્તિયાર આંખોમાંથી આંસું સરી પડયાં, અને આપ (સલ.) ઉપર પડયાં. હુઝૂર (સલ.) જાગૃત થયા અને પૂછ્યું 'શું થયું ?' અરજ કરી કે સાંપ કરડયો છે. આં હઝરતે (સલ.) મોંઢાનું મુબારક લુઆબ (થુક) ચોપડી દીધું તેથી તકલીફ દુર થઈ.

૧. ખદીજા (રદી) ઈસ્લામથી પહેલાં પણ 'તાહેરહ' મશહૂર હતાં.

૨. એકમત એ પણ છે કે પહેલાં નિકાહ અતીકથી થયા છે અને તેમના પછી અબૂહાલાના.

કરી દેવામાં આવ્યા. એક મુદ્દત સુધી તેમની સાથે રહ્યાં, અને એક છોકરી પણ પયદા થઇ. તેમના તકદીરનો લેખ પુરો થયાથી અતીકને પણ ખુદાનો હુકમ પહોંચ્યો, અને દુન્યાથી કુચ કરી ગયા. હવે ખદીજા (રદી૦) વિધવાપણામાં ઝિંદગી ગાળતાં હતાં. જાણે કે કુરૈશના મોટા દરજ્જાવાળા અને શરીફ લોકો તેમની સાથે નિકાહ કરવાની ખ્વાહિશ રાખતા હતા; પણ તેમની તકદીરમાં એક ખાસ બુઝુર્ગી ને મરતબો લખેલો હતો. તેમણે નિકાહ કરવું મંઝૂર કર્યું નહિ.

## રસૂલુલ્લાહ (સલ૦) ની સાથે શાદી-ને-વેપારનું બ્યાન.

એમણે અતિ ઇઝઝત-ને-ફરાગતથી રહેતાં હતાં. કંઇક માલ તેમના બાપના ઘેરનો હતો, અને કંઇક ધણીઓ મૂકી ગયલા હતા. તેઓએ તેને (માલને) ગુમાવ્યો નહિ; બલ્કે પોતાની ખુદાદાદ અકલ અને ઉમદા યુક્તિથી વધારવું શરૂ કર્યું; તેથી તેઓ અતિ દોલતમંદ અને કુરૈશની ઓરતમાં સઉથી વધારે માલદાર ગણવામાં આવતાં હતાં. જે ગરીબ લોકોને હુશિયાર અને ભરોસેદાર ધારતાં, તેમને પોતાનો માલ આપતાં, કે ફલાણી જગ્યાએ જઈ વેચાણ કરી આવો. અમુક માલ (રકમ) તમને પણ આપવામાં આવશે. તે લોક માલ લઇ જઇ વેચતા અને ત્યાંથી તેમની ફરમાયેશીનો માલ ખરીદી લાવતા. જેથી હઝરત ખદીજા (રદી૦) ને પણ ઘણો ખરો નફો થતો, અને તે લોકોને પણ તેમની મહેનત બદલ એટલું આપવામાં આવતું જે તેમને ખૂશ કરી દેતું. જો કે હમણા સુધી રસૂલુલ્લાહ ( સલ૦ ) ને નબૂવત મળી નહતી, છતાં પણ આપ દિયાનત-ને-અમાનતદાર તરીકે આખા મક્કામાં મશહૂર હતા. આપનો સ્વભાવજ એવો હતો કે હરએકને આપ પર સંપૂર્ણ ભરોસો હતો. તેથી હુઝૂર (સલ૦) '**અમીન**' ના ખિતાબથી મશહૂર હતા. એ ચર્ચા-ને-બુઝુર્ગી ખદીજા (રદી૦) થી છુપી નહતી. એટલા માટે તેમણે ઇચ્છયું કે પોતાનો વેપાર હુઝૂર (સલ૦) ને સ્વાધીન કરીને તેમની દિયાનતદારી (સચ્ચાઇ) થી નફો ઉઠાવે. તેમણે રસૂલુલ્લાહ (સલ૦) ને કહેવાડયું કે, "જો આપ અમારા વેપારનો માલ શામ મુલકમાં લઇ જાઓ તો અમારો ગુલામ આપની ખિદમત માટે સાથે કરી દયે, અને બીજા લોકોને નફામાંથી જે કંઇ હિસ્સો દેવામાં આવે છે, તેથી વધુ આપની સેવામાં રજુ કરીએ.

આં હઝરત (સલ૦) ઘણી હિમ્મત અને દુરઅંદેશીવાલા શખ્સ હતા; તેથી તેઓ દૂરના સફર અને વેપારના કારભારથી ગભરાયા નહિ; બલ્કે કબૂલ કરી લીધું. હુઝૂર (સલ૦) વેપારનો માલ અને ખદીજા (રદી૦) ના ગુલામ મયસરાને સાથે લઈ મુલકે શામમાં તશરીફ લઇ ગયા. હુઝૂરે (સલ૦) તે માલને ત્યાં અતિશય અકલમંદીથી ઘણા વધારે નફાથી વેચી નાંખ્યો, અને શામથી બીજો માલ ખરીદી પાછા ફર્યા. મક્કામાં તેઓએ ખદીજા (રદી૦) ને માલ સોંપી દીધો. એ માલને ખદીજા (રદી૦) એ

વેચ્યો તો લગભગ બમણો નફો થયો. હવે ખદીજા (રદી૦) ને હુઝૂર (સલ૦) ની દિયાનતદારી, સચ્ચાઇ-ને-ઉમદા ઇન્તેઝામને લીધે યકીન સાથે દિલમાં ઘણી વધુ કદર ઉત્પન્ન થઇ. શામ જતાં રસ્તામાં જ્યારે એક જગ્યાએ મુકામ કરેલો હતો ત્યાં એક *રાહિબે હુઝૂર (સલ૦) ને જોયા, અને આખિર ઝમાનાના નબીની જે નિશાનીઓ પહેલી કિતાબોમાં લખેલી હતી તે હુઝૂર (સલ૦) માં જોઇ ખાતરી થઇ ગઈ. રાહિબ મયસરાને ઓળખતો હતો. તેણે મયસરાને પૂછ્યું કે 'એ કોણ શખ્સ છે?' તેણે કહ્યું કે મક્કાના રહેનાર કુરૈશોમાંથી એક શરીફ જુવાન છે. રાહિબે કહ્યું, કે એમણ નબી થશે. કેમકે આ ઝાડ તળે (નબી) (સલ૦) સિવાય કોઇ થોભી શકતુંજ નથી. ત્યાંથી આવ્યા બાદ મયસરાએ તે જગ્યાનો બધો કિસ્સો ખદીજા (રદી૦) ની આગળ બયાન કર્યો હતો. સમજો કે ખદીજા (રદી૦) એક સમજદાર-ને-અકલમંદ ઓરત હતાં. એ સઘળી વાતોને જોવા-ને-સાંભળવાથી તેમને હુઝૂર (સલ૦) સાથે એક સાચો એતેકાદ અને ખાલિસ મોહબ્બત થઇ ગયાં. તેથી ખદીજા (રદી૦) એ ઇરાદો કર્યો કે જો આં હઝરત (સલ૦) કબૂલ ફરમાવી લ્યે તો આપથીજ નિકાહ કરી લઉં. યા'લા બીન ઉમૈયા (રદી૦) સહાબીની બહેન જેનું નામ નફીસા હતું. આપ (સલ૦) ની ખિદમતમાં મોકલાવ્યાં. જેમણે આપ (સલ૦) સાથે નિકાહ વિષે વાત કરી. હુઝૂરે (સલ૦) ફરમાવ્યું કે 'મારી પાસે દુન્યાવી સામાન-ને માલ નથી. તેથી હાલ નિકાહનો ઈરાદો નથી.' નફીસાએ અરજ કરી કે જો એવી જગ્યાએ નિકાહ થઇ જાય કે જ્યાં આપના માલની જરૂરત નહોય; બલ્કે માલ પણ મોજુદ હોય, અને ખાનદાની શરાફત-ને-ઇઝઝત પણ હોય તો શો વિચાર છે? આપે ફરમાવ્યું કે "એવો મોકો કયાં છે." ત્યારે નફીસાએ બયાન કર્યું કે ખદીજા (રદી૦) આપના ઉમદા અખલાક, પવિત્ર ખસલત-ને-શરાફતના કારણે આપથી નિકાહ કરવા ચાહે છે. એ ઉપરાંત તમારી અને તેમની વચ્ચે દૂરની સગાઇ પણ છે. હુઝૂરે (સલ૦) તેમની વાતને વગર ખટકે કબૂલ ફરમાવી લીધી, અને પોતાના (સલ૦) કાકા હઝરત હમઝા (રદી૦) વિગેરેથી એનું વર્ણન કર્યું. સૌએ એ પસંદ રાખ્યું. ખદીજા (રદી૦) ના બાપનું મરણ થઇ ચૂક્યું હતું. તેથી આં હઝરત (સલ૦) હમઝા (રદી૦) ને સાથે લઇ ખદીજા (રદી૦) ના કાકા અમ્ર બિન અસદની પાસે રિવાજ મુજબ માંગુ અથવા તો નિકાહના સંદેશા માટે તશરીફ લાવ્યા. રસૂલુલ્લાહ (સલ૦) ની ઉંચા દરજ્જાની ખાનદાનની શરાફતથી કોણ નાવાકેફ હતું અને આપના પવિત્ર અખલાકની મક્કામાં કોને ખબર ન હતી! ફરી અમ્ર બિન અસદ પાસે એ વિષે ના પાડવાનું કંઈ કારણ ન હતું. તેથી તેમણે પણ મંઝૂર કરી લીધું.

*એનું નામ નસતૂરા હતું. રાહિબ તેને કહે છે જે દુનિયાનો સંબંધ છોડી ખુદાની ઇબાદતમાં મશગૂલ થઈ જાય.

હુઝૂર (સલ૦) પોતાના કાકા અબૂતાલિબ વિગેરેની સાથે નિકાહ માટે ખદીજા (રદી૦) ને ત્યાં ગયા, ત્યાં (ખદીજાના કાકા) અમ્ર બિન અસદે ત્યાંના રિવાજ મુજબ નિકાહનો ખુતબો પઢયો. ત્યાર પછી અબૂતાલિબે પણ ખુતબો પઢયો. એ પછી ખદીજા (રદી૦)ના કાકાએ આં હઝરત (સલ.)ની સાથે ખદીજા (રદી૦) ના નિકાહની ગાંઠ બાંધી આપી. *પાનસો દિરમ મહેરના મુકરર થયાં. આપને અને આપના ખાનદાનને આ નિકાહની ગાંઠથી ઘણી ખુશી હાસિલ થઇ. હુઝૂરે (સલ૦) એક ઊંટ ઝુબ્હ કર્યું, અને વલીમો કર્યો. એ તે ઝમાનો હતો કે રસૂલુલ્લાહ (સલ૦) ની નબૂવત ઝાહિર થવાને પંદર વરસ બાકી હતાં, અને હુઝૂર (સલ૦) ની ઉમર શરીફ પચ્ચીસ વરસની હતી. જે લોકો ખદીજા (રદી૦) ની સાથે નિકાહની ઉમેદથી બેઠેલા હતા, તેઓ આ મામલાથી ઘણો બળાપો કરતા હતા, અને કહેતા હતા કે સમજમાં નહિ આવતું કે ખદીજાની અકલ પર કેવો પરદો પડી ગયો, કે એક ફકીરથી નિકાહ કરી લીધા! ખદીજા (રદી૦)ને એ ખબર પહોંચી ત્યારે ઝાહિર કરી દીધું કે 'મારી પાસે જે કંઈ માલ છે. તે સઘળો હું મોહમ્મદ સલલલ્લાહો અલય્હે વસલ્લમને આપી દઉ છું. હવે તો આપ સરવેથી વધુ દોલતમંદ થઇ જવાના! એ વિષે તો ખુદા તઆલાએ 'વદદોહા' માં ઇશારો ફરમાવ્યો છે, કે 'નિહાળો, અય મોહમ્મદ! (સલ૦) તમો મુફલિસ હતા. મેં (ખુદાએ.) ખદીજાના માલથી તમને માલદાર બનાવી દીધા. ખદીજા (રદી૦) આં હઝરત (સલ૦) સાથે રહેવાં લાગ્યાં. ખદીજા (રદી૦) આપની દિલથી ઇઝઝત-આબરૂ કરતાં હતાં, અને હરવાતમાં તેમની મરજીને આગળ ધરતાં. હુઝૂર (સલ૦) પણ તેમની સાથે ઘણીજ મોહબ્બત-ને મુરવ્વતથી વર્તતા હતા. હવે જે કંઈ ખદીજા (રદી૦) પાસે હતું તે આપનુંજ સમજવામાં આવતું હતું. હવે દુનિયાવી ફિકરથી આપને બિલકુલ આઝાદી થઈ ગઇ. તેથી પહેલાંથી વધારે ફરાગત-ને-ઈત્મીનાન સાથે ઇબાદતમાં મશ્ગૂલ રહેવા લાગ્યા.

## ખદીજા (રદી૦) ની ઔલાદ.

હઝરત ખદીજા (રદી૦) ને એક એ પણ ખુસૂસિયત હાસિલ છે કે આં હઝરત (સલ૦) ની સઘળી ઔલાદ ખદીજા (રદી૦)થીજ થઈ છે, અને આપની કોઈ ઓરતથી ઔલાદ નહિ થઇ ફકત આપના એક સાહબઝાદા ઇબ્રાહીમ મારીયા કુબતિયા (રદી૦) થી જનમ્યા હતા. જેઓ લૌંડી હતાં. ખદીજા (રદી૦) ના પહેલા ધણી (અબૂહાલા) થી બે બચ્ચાં પયદા થયાં. છોકરાનું નામ હાલા છોકરીનું નામ હિંદ હતું. બીજા ધણી (અતીક) થી માત્ર એક છોકરી થઇ તેનું નામ પણ હિંદ હતું. આં હઝરત (સલ૦) સાથે નિકાહ થયા પછી એક મુદ્દત

*અંગ્રેજી રૂપિયાના હિસાબથી એકસો એકત્રીસ રૂપિયા થાય છે.

લગણુ ખદીજા (રદી૦) ને કંઇ ઔલાદ થઇ નહિ. પાંચ વરસા બાદ ચાર છોકરીઓ ઝયનબ, રૂકૈયા, ઉમ્મે કુલસૂમ, ફાતેમા અને બે છોકરાં કાસિમ-ને-અબ્દુલ્લાહ થયાં. નબૂવતથી પહેલાં ખદીજા (રદી૦) હુઝૂર (સલ૦) સાથે રહી ઝિંદગી ગુઝારતાં હતાં. તેજ મુદ્દત દરમ્યાન એ સઘળી ઔલાદ થયેલી છે. સઉ ઔલાદમાં મોટાં ઝયનબ હતાં. તેઓ નબૂવતનાં દસ વરસ અગાઉ મક્કામાં પયદા થયાં હતાં. રસૂલુલ્લાહે (સલ૦) તેમના નિકાહ તેમની ખાલાના છોકરા અબૂલઆસ સાથે કરી દીધા હતા. અબૂલઆસની માનું નામ હાલા હતું, (ખવેલદની છોકરી હતી અને ખદીજા (રદી૦) ની બહેન.) હિજરતના આઠમાં વરસે આં હઝરત (સલ૦) ના દુનિયાએ ફાનીથી સિધાવ્યાના બે વરસ અગાઉ ઝયનબ (રદી૦) દુનિયાને તજી ગયાં. જ્યારે ઓરતો તેમને ગુસલ દેવા લાગી ત્યારે આં હઝરત (સલ૦) બાહિર ઉભા રહી ગુસલ-ને-કફનની તરકીબ બતલાવ્યા કરતા હતા. બીજી છોકરી રૂકૈયાની શાદી હઝરત ઉસ્માન (રદી૦) ત્રીજા ખલીફા સાથે થઇ હતી. મદીને ગયા પછી તેમણે હિજરતનાં બીજાં વરસે દુનિયાએ ફાનીને તજી. એમના મરણ પછી એમની બહેન ઉમ્મે કુલસૂમના નિકાહ પણ હઝરત ઉસ્માન (રદી૦) ની સાથે થઇ ગયાં. એજ માટે હઝરત ઉસ્માન (રદી૦) ને ઝીનનૂરૈન (એટલે બે નૂરવાલા) કહે છે. એમની પણ ઉમર ઘણી ઓછી હતી. રસૂલુલ્લાહ (સલ૦) થી એક વરસ પહેલાં સને હિજરી ૯) માં એમણે પોતાની બહેનની પાસે કબરમાં જઈ આરામ કર્યું. છોકરીઓમાં સઉથી નાની છોકરી ફાતેમા છે. તેઓ આં હઝરત (સલ૦) ના નબી હોવાના પાંચ વરસ અગાઉ પયદા થયાં હતાં. મદીને ગયા પછી બીજે વરસે રમઝાનુલ મુબારકમાં ફાતેમા (રદી૦) ના હઝરતઅલી (રદી૦) સાથે નિકાહ થયાં. ઈમામહસન-ને-હુસૈન રદીઅલ્લાહો અનહોમા અને બીજાં કેટલાંક બચ્ચાં તેમને થયાં. તેઓથી રસૂલુલ્લાહ (સલ૦) ની નસબ-ઔલાદ જારી થઈ છે. રસૂલે મકબૂલ (સલ૦) ના દુનિયામાંથી સિધાવ્યાના છ માસ પછી તેઓ સંસાર ત્યાગ કરી ગયાં. સાહબઝાદામાં સઉથી પહેલાં કાસિમ પયદા થયા. એમના સબબથી આં હઝરત (સલ૦) ને અબૂલ કાસિમ (એટલે કાસિમના બાપ) કહેતા હતા એ પગે ચાલવા લાગ્યા હતા, અને ફકત દોઢ વરસ દુનિઆમાં રહેવા પામ્યા અને આખેરતનો સફર કર્યો. નબૂવતની પહેલાં એ મક્કામાંજ પયદા થયા હતા, અને ત્યાંજ કબરમાં જઇ આરામ કર્યું. આપની ઔલાદમાં સઉથી પહેલાં એમનીજ વફાત થઇ. એમના પછી બીજા નબીઝાદા અબ્દુલ્લાહ પયદા થયા, અને ઘણા થોડા દિવસ દુનિયાની હવા ખાઇને કબરના ખોળામાં જઈ સૂતા ખુદાની મરઝી પર રાઝી રહેનારાં સબ્ર, શુક્ર કરનારાં માબાપ જેવી રીતે પોતાની ઔલાદના મરવા ઉપર સબ્ર કરે છે. તેવી રીતે ખદીજા (રદી૦) અને રસૂલુલ્લાહ (સલ૦) એ દુ:ખ-ને-તકલીફ સહન કરી સબ્ર કર્યો. એ ઉપરાંત ખદીજા (રદી૦) નાં વૈયબ અને

તાહેર બે છોકરાં હોવાનું પણ બ્યાન કરવામાં આવે છે. કેટલાક આલિમો ફરમાવે છે કે અબ્દુલ્લાહને તૈયબ અને તાહેર કહેતા હતા. કોઈ બીજાં છોકરાં ન હતાં. સરવરે અંબીયા સલલ્લ્લાહો અલય્હે વસલ્લમની ઓલાદમાં સઉથી છેલ્લામાં છેલ્લા અને સરવેથી નાના ઇબ્રાહીમ હતા. પરંતુ એ ખદીજા (રદી૦) ની ઓલાદમાં દાખલ નથી. આં હઝરત (સલ૦) મદીને તશરીફ લાવ્યાના આઠમાં વરસે ઝીલ્લહજમાં મારીયા * કુબતિયા (રદી૦) થી પયદા થયા, અને પેદાયશની વખતે અબૂ રાફેઅની ઓરત (સલ્મા) મારીયાની પાસે હતાં. તેઓએ પોતાના ધણીને કહ્યું કે 'જાઓ આં હઝરત (સલ૦) ને ખબર કરી દો કે મારીયાને છોકરો પયદા થયો છે.' આપે (સલ૦) એ ખૂશખબરી સાંભળી અબૂરાફેઅને ગુલામ ઈનામ તરીકે દીધો. (અને કંઇક કપડું પણ આપ્યું.) અને ઘણા ખૂશ થયા. સાતમે દિવસે અકીકો કર્યો અને ઈબ્રાહીમ નામ રાખ્યું. તેમના વાળોના સરખા વજને આપે ચાંદી ખયરાત કરી અને વાળોને દફ્ન કરી દીધા. હુઝૂરે (સલ૦) તેમનું પાલણ પોષણ કરવાને માટે અને દૂધ પીવડાવવાને માટે ઉમ્મે સયફને સોંપી દીધા હતા. જેમના ધણીનું નામ અબૂ સયફ હતું. તેઓ લુવારનો ધંધો કરતા હતા.

અલ્લાહ, અલ્લાહ! ઓલાદની મોહબ્બત સૌને હોય છે. બલ્કે આપે ફરમાવ્યું છે કે, 'જેને ઓલાદ ઉપર પ્યાર–ને–મોહબ્બત ન હોય તો સમજોકે ખુદાએ પોતાની રહમતને તેના દિલમાંથી કાઢી લીધી છે.' અબૂસયફનું ઘર ઘણું દુર હતું; છતાં પણ હુઝૂર (સલ૦) પોતાનાં પ્યારાં બચ્ચાંને જોવાને કોઇ કોઇવાર તશરીફ લઇ જતા. અબૂસયફ પોતાના લુવારી ધંધામાં મશ્ગૂલ રહેતા, અને ઘર ધૂમાડાથી ભરેલું રહેતું. સહાબા આગળ દોડી જઈ ખબર કરતા કે રસૂલુલ્લાહ (સલ૦) તશરીફ લાવે છે ત્યારે તેઓ ધૂમાડો બંધ પાડી દેતા. જ્યારે હુઝૂરે (સલ૦) ઇબ્રાહીમના વધારે બીમાર હોવાની ખબર સાંભળી તશરીફ લઇ ગયા ત્યારે એવી વખતે પહોંચ્યા, કે દમ તુટી રહ્યો હતો અને રૂહ (આત્મા) જન્નતમાં જવાને માટે તૈયાર હતી. એ રહમતુલ લિલ આલમિનની આંખોમાંથી આંસુઓ નિકળી પડયાં. લોકો તા'જુબ થયા અને

* મારીયા રસૂલુલ્લાહ (સલ૦) ની લૌંડી હતાં. તે કુબતિ કોમમાંથી હતાં. તેથી મારીયા કુબતિયા કહે છે. સને હીજરી ૮) માં ઇસકંદરીયાના હાકીમ મકૂકસે ભેટ તરીકે મારીયા અને તેમની બહેન સીરીન, એક ગુલામ, એક ખચ્ચર ને (કપડું, એક ઊંટ અને ઘણું સોનું.) મોકલ્યાં હતાં. હુઝૂરે (સલ૦) મારીયાની બહેન સીરીનને હઝરત હસ્સામ (ઇસ્લામી શાએર) ને આપી દીધાં, અને મારીયાને પોતાને માટે રાખી લીધાં. એમનાથી ઇબ્રાહીમ પયદા થયા. મારીયા (રદી૦) આં હઝરત (સલ૦) પછી છ વરસ જીવતાં રહ્યાં. સને હિજરી ૧૬) માં ઉમર (રદી૦) ની ખિલાફતના ઝમાનામાં મરણ પામ્યાં. હઝરત ઉમર (રદી૦) પોતે તેમના જનાઝામાં શામિલ થવા માટે લોકોને બુલાવતા ફરતા હતા. અલ્લાહ, અલ્લાહ! એ લોકોના દિલોમાં રસૂલે બરહકની કેટલી બધી કદર હતી કે હુઝૂર (સલ૦) ની લૌંડી માટે આટલી બધી લાગણી–ને-ગમ-ખ્વારી હતી!

અરજ કરી કે 'યા હઝરત ! (સલ૦) આપ (સલ૦) પણ આંસુ કાઢો છો.' હુઝૂરે (સલ૦) ફરમાવ્યું કે 'દિલગીર થવામાં અને આંખોથી રોવામાં કંઇ હરકત નથી. એ તો ખુદાની રહમત છે.' હા, કુટવું, છાતી પીટવી, ને પુકારીને રડવું શયતાનનું કામ છે. એમનું મરણ હિજરતના દશમાં વરસે સોલ વરસની ઉમરે રબીઉલ અવ્વલના મહિનામાં થયું. આપે અતિ પશ્ચાતાપ અને અફસોસની સાથે તેમને '*બકીઅ' માં દફન કર્યા, અને તેમની કબરપર પાણી છાંટયું. એવું બન્યું કે એજ દિવસે સૂર્યગ્રહણ થયું. લોકોને ખિયાલ આવ્યો કે ઇબ્રાહીમનાં મોતના કારણે ગ્રહણ થયું છે. આપે એ ખિયાલ ને વહેમ દૂર કરવા માટે ફરમાવ્યું કે 'કોઇના મરવા અને પયદા થવાથી સૂર્યગ્રહણ અને ચંદ્રગ્રહણ થતું નથી. એ ફકત ખુદાની કુદરતનું નિશાન છે. જેથી બન્દાઓને બીવડાવે છે, કે 'હું (ખુદા) એવી મોટી મોટી વસ્તુનું નૂર છીનવી લેવાને પણ શકિતમાન છું.'

## નબૂવતનું ઝાહિર થવું અને ખદીજા (રદી૦)નો ઈસ્લામ.

આં હઝરત (સલ૦) અને ખદીજા (રદી૦) ને આરામથી ઝિંદગી ગાળતાં પંદર વરસ પસાર થઇ ચૂકયાં, ત્યારે રસૂલુલ્લાહ (સલ૦)ની નબૂવત ઝાહિર થવાનો અને દુનિયામાં ઇસ્લામનું નૂર ફેલાવાનો ઝમાનો આવી લાગ્યો. ૬૭ માસ વીતી ચૂકયા હતા કે આપને અતિ ખાલિસ અને સાચા ખ્વાબો નઝર આવતા હતા. જે કંઈ આપ (સલ૦) ખ્વાબમાં જોતા તે બિલકુલ તેનું તેજ ઝાહિર થઇ જતું, અને આંખોથી જોઈ લેતા. આપ (સલ૦)ની આદત હતી કે મકકાના પહાડની ગુફા (ખૂહ) માં ઇબાદત કરતા હતા. તેને 'હેરાઅ' કહેતા હતા. ખદીજા (રદી૦) કંઇક ખાણું સાથે બાંધી દેતાં, અને આપ કેટલાક દિવસોના દિવસ ત્યાં ઇબાદતમાં મશગૂલ રહેતા. અસલ આદત મુજબ કેટલાક દિવસથી ઇબાદતમાં લાગેલા હતા, એટલામાં ખુદા તઆલાના ફરિશ્તા જિબરઇલ (અલ૦) આદમીના રૂપમાં આવી આપને નબૂવતનું પયગામ (સંદેશો) પહોંચાડયું. ત્રણ વાર હુઝૂર (સલ૦) ને છાતીએ લગાડી જોરથી દબાવ્યા, અને સુરએ 'ઇકરાઅ' ની શરૂઆતની આયતો [1]પઢાવી. કેમકે એ સઉથી પહેલો બનાવ હતો. અને નબૂવતનો બોજ

* મદીનાના કબ્રસ્તાનનું નામ 'બકીઅ' છે. જેમાં સઉથી પહેલાં આપે ઉસ્માન બીન મઝઉન સહાબીને દફન કરી નિશાન માટે પત્થર મૂકયો હતો. હઝરત ઉસ્માન, હઝરત આએશા, હઝરત ફાતેમા અને સેંકડો સહાબા રદીઅલાહોઅનહુમ ત્યાં દફન થયેલા છે.

૧ અને કેટલીક રિવાયતોમાં એ પણ આવેલું છે કે જિબરઇલ (અલ૦) એ ઝમીનમાંથી પાણી કાઢયું, અને વુઝુ કરાવીને બેરકઅત નમાઝ પઢાવી. ખદીજા રદી૦) એ પણ એજ રીતે બે રકઅત નમાઝ પઢી.

ઉઠાવવાનું કામ કંઈ સહેલું નહતું. એ માટે આપ (સલ૦) ગભરાય ગયા અને ડર લાગ્યો કે 'વારૂ! એ ભારે બોજ મારાથી ઉપાડાશે કે એમાં જીવ જશે.' કાંપતાં, ધ્રુજતાં ઘેર ખદીજા (રદી૦) પાસે પહોંચ્યા અને ફરમાવ્યું કે 'જલદી મને કપડું ઓઢાવો. દિલ લગાર કાબુમાં આવ્યું ત્યારે જેવી રીતે પોતાનું દુઃખ, દરદ અને મુશ્કેલ કામો એક સાચા ગમખ્વાર, હમદર્દ (લાગણી રાખનાર) થી બયાન કરે છે, તેવી રીતે હુઝૂરે (સલ૦) તમામ કિસ્સો ખદીજા (રદી૦) ની આગળ બયાન કર્યો, અને ફરમાવ્યું કે 'મને એ કામમાં જીવ જવાનો ડર છે.' ખદીજા (રદી૦) જે એક ઘણી માહિતગાર અને અકલમંદ સ્ત્રી હતાં. તેમને તરતજ આપની નબૂવતનું યકીન થઈ ગયું, અને તેઓ ઇમાન લાવ્યાં, અને જવાબ દીધો કે ગભરાવવાની કંઈ જરૂર નથી. કારણકે આપમાં ઘણીજ ઉમદા ખસલતો મૌજુદ છે. ગરીબોને મદદ કરો છો, પરોણાઓ સાથે નમ્રતાથી વર્તો છો, અને સગાં વ્હાલાંઓથી મોહબ્બત-ને-પ્યાર રાખો છો એટલા માટે ખુદાથી ઉમેદ છે, કે તે કોઇ એવી વાત આપને માટે નહિ કરશે. જેમાં આપને માટે બુરાઇ હોય. આ દિલાસા પર બસ ન કર્યું; બલ્કે પોતાના ભાઇની પાસે લઈ ગયા. જેમનું નામ [૨]વરકા બીન નવફિલ હતું. તે જુના ઝમાનાના ઘણા બુઢ્ઢા અને તૌરેત-ને-ઇન્જીલના આલિમ હતા. વરકાએ સઘળી બીના સાંભળી, ઘણીજ ખૂશી સાથે કહ્યું કે 'અય બેટા! ડરવાની શી વાત છે? નબૂવત મુબારક થાવો. બેશક જે ફરિશ્તા મુસા અલય્હીસ્સલામ પાસે આવતા હતા, તેજ ફરિશ્તા તમને નઝર આવ્યા છે.' જ્યારથી ફરિશ્તાએ ગુફામાં આવી કુર્આન પઢાવ્યું હતું ત્યારથીજ આપને નબૂવત મલવાનું યકીન થઈ ચુકયું હતું. પરંતુ જેમકે શરૂઆતમાં કોઇ મોટા મુશ્કેલ કામને કરવાની હિમ્મત થતી નથી, અને ડર લાગે છે તેજ કિસમનો અંદેશો હતો ખદીજા (રદી૦) અને વરકાના દિલાસાથી તે પણ દૂર થયો.

એવા વખતે સઉથી પહેલાં આં હઝરત (સલ૦) પર ઇમાન લાવવું, આપને દિલાસો દેવો અને હિમ્મત વધારવી એ હઝરત ખદીજા (રદી૦) ની બુલંદ હિમ્મત, દાનાઈ-ને-અકલમંદીનું પુરૂં સુબૂત આપે છે. એજ એક મોટી બુઝુર્ગી છે, જે તેમના સિવાય કોઇને તે હાસિલ થઇ નહિ. હવે તે ઝમાનો શરૂ થયો કે રસૂલુલ્લાહ (સલ૦) ખુદા તઆલાનો સંદેશો પુગાડતા હતા. અરબો જે બુતોની સેંકડો વરસથી પુંજા કર્યાં કરતાં હતાં તેને છોડાવી 'વહદહુ લાશરીકલહુ' કહેવડાવવા, અને કુફ્રથી કાઢવા ચાહતા હતા. એજ કારણે બધા લોકો દુશ્મન થઇ

૨. એઓ ઇન્જીલનો તરજુમો અરબીમાં કરી લેતા હતા. આપ (સલ૦) નબી થવાના થોડા દિવસ પછી મરણ પામ્યા. એમાં મતફેર છે કે મુસલમાન થઈ દુનિયાથી કુચ કરી કે એમજ.

ગયા હતા. જુદાં જુદાં પ્રકારની તકલીફ દેવાની યુક્તિ યોજતા હતા, અને અતિશય દુઃખ–તકલીફ દેતા હતા; તો પણુ રસૂલે ખુદા (સલ૦) ઘણીજ કોશીશથી કલમએ હકની તબલીગ કરવાને મશ્ગૂલ હતા. બધી કોમ–ને–આખાં શહેરનું વિરૂદ્ધ થઈ જવું, એ કંઈ થોડી મુસીબત નહતી. એવતરોક ગઝબ એ હતો કે પોતાના (સલ૦) સગાં સ્નેહીઓ વિરૂદ્ધ હતાં. તે મુસીબતના ઝમાનામાં જો કોઈ ઝાહિરી મદદગાર હતો તો આપના કાકા અબૂતાલિબ–કે–ખદીજા (રદી૦). (હતાં) અબૂતાલિબ કુરૈશના સરદાર અને બુઝુર્ગ ગણાતા હતા. તેથી લોકો તેમનો ઘણો અદબ કરતા હતા, અને ઘણું કરીને તેમના ડર અને દબદબાના કારણે રસૂલુલ્લાહ (સલ૦) ને તકલીફ દેવાના ઇરાદાથી વેગળા રહેતા. જ્યારે કોઈ માણસને ખાનદાની બુઝુર્ગી અને આબરૂની સાથે દુનિયાની પદવી અને દોલતમંદી હાસિલ થાય છે, અને તેના આશ્રય ને આધારથી ગુજરાન કરવાવાળા હોય છે ત્યારે સામાન્ય લોકોપર પણ તેની મોટી અસર પડે છે. ખદીજા (રદી૦) ની શરાફત–ને–શ્રીમંતાઇના લીધે પણુ લોકોના દિલોમાં કંઈક ડર હતો, અને વળી ખદીજા (રદી૦) આપને (સલ૦) તકલીફથી બચાવવાને અને આપની સંભાળને માટે પુરેપુરી કોશીશ કરતાં હતાં.

## ખદીજા (રદી૦) નું મરણ.

અબૂ તાલિબ આપ (સલ૦) ના કાકા આપની વાતોને હક માનતા હતા, અને દિલમાં જાણુતા હતા, કે મોહમ્મદ સલલલ્લાહો અલય્હે વસલ્લમ કહે છે. તેજ હક છે. પરંતુ ઇસ્લામ સ્વીકાર કરવાને શર્મ કરતા હતા; એટલા માટે કે લોકો કહેશે કે અબૂ તાલિબ જેવો અકલમંદ સરદાર એક બચ્ચાંની વાતોમાં ફસાઈ ગયો. ઉપર જણાવ્યા મુજબ અબૂ તાલિબ આપની (સલ૦) હરએક તરાહથી મદદ, મોહબ્બત–ને–પ્યાર કરવામાં કાંઈ બાકી છોડતા નહતા. આપના (સલ૦) અતિ ઝબરદસ્ત મદદગાર–ને–મુરબ્બી ગણાતા હતા. એમનો રોંબ–ને–ઇઝઝત અને ખદીજા (રદી૦)ની દુનિયાની આબરૂ–ને–બુઝુર્ગી, દુશ્મનોની ઇજાથી, આં હઝરત (સલ૦) ને બચાવવાને માટે એક ઘણા મોટા સંભાળ રાખનારનું કામ દેતાં હતાં. હવે ખુદા તઆલાને એ બતલાવવું મંઝૂર હતું, કે દેખીતા મદદગાર સિવાય, તે પોતાના સાચા નબીની સંભાળ શી રીતે કરે છે, અને કેવી રીતે તેમના (સલ૦) દીનને પૂર્વથી પશ્ચીમ લગણુ ફેલાવે છે? અબૂ તાલિબની એંસી વરસથી વધારે ઉમર થઈ ચૂકી હતી. નબૂવતનાં દસમાં વરસે ઝીલકઅ્દના મહિનામાં તેમને મોતનો સંદેશો પહોંચ્યો. આં હઝરત (સલ૦) એમના મરણુથી દિલગીર થયા. એટલુંજ નહિ પણુ સાથે ઘણોજ અફસોસ થયો; એટલા માટે કે તે આખિર દમ સુધી ઇમાન નહિ લાવ્યા. જે માણુસની સઘળી કોમ અને સગાં સ્નેહીઓ દુશ્મન હોય અને તેમને મારી નાંખવાને ચાહતા હોય અને દુનિયામાં તેનો મદદગાર કોઇ નઝરજ ન આવતો હોય. તેને આવા મહેરબાન કાકાના દુનિયાથી

જતાં રહેવામાં જે કંઇ તકલીફ થાય તે ઠીક છે; અને તે જેટલી દિલગીરી ઝાહિર કરે તેટલી થોડી છે.

એ મુસીબત આપના મુબારક-ને-પાક દિલને પરેશાન કરવાને કંઇ ઓછી નહતી. જૂજ મુદતમાં, લો એથી વધારે બીજું દુઃખ સામે આવી ઉભું. હંમેશાંની હમદમ-ને-હમદર્દ ખાદેમા-ને-જાંનિસાર બીબીથી પણ જુદાઇ થવાનો વખત આવ્યો એટલે અબૂતાલિબના [1]થોડાજ દિવસ પછી ખદીજા (રદી૦) ને આખેરતનો સફર કરવો પડયો. જે વેળા રસૂલુલ્લાહ (સલ૦) ની નબૂવતનું દશમું વરસ હતું, તે વેળા એ નેક બીબીએ પાસેંઠ વરસની (૬૫) ઉમરે આ થોડા દિવસની દુનિયાએ ફાનીને ત્યાગ કરીને આખેરતનો રસ્તો લીધો. આં હઝરત (સલ૦) ને તેમની જુદાઇથી ઘણોજ જબરો ઝખ્મ લાગ્યો. અત્યાર સુધી જનાઝા ઉપર નમાઝ પઢવાનો હુકમ નાઝિલ થયો ન હતો; તેથી નમાઝ સિવાય ગુસલ-ને-કફન પછી તેમને મક્કાના કબ્રસ્તાન [2]'હજૂન' માં દફન કરવામાં આવ્યાં. હવે તો હુઝૂર (સલ૦) ને બમણું દુઃખ અને બે તરફની મુસીબત વેઠવી પડી. આપે (સલ૦) તેને રઝા-વ-કઝા (ખુદાની મરઝી-ને-મોત) પર રાઝી રહી અતિશય સબ્ર-ને-શુક્રથી સહન કરી. દિલગીરી (ગમ) ની અસર એટલે સુધી હતી કે ચિંતા થતી હતી કે હુઝૂર (સલ૦) હયાત પણ રહેશે કે નહિ. ખદીજા (રદી૦) ની મોહબ્બત-ને-ખરા અંતઃકરણથી બજાવેલી સેવાનો ખિયાલ તો આપને હમેશાંજ રહ્યો, અને આખી ઉમર સ્મરણ (યાદ) કરતા રહ્યા. પરંતુ તેમની વફાતથી થોડી મુદત લગણ આપનાં દિલ મુબારક પર ઘણી અસર અને દિલગીરી રહી. આએશા (રદી૦) સાથે નિકાહ થઇ ચૂકયા પછી એ રન્જ-ને-તકલીફમાં ઘણો ઘટાડો થયો. ખદીજા (રદી૦) ચોવીસ વરસ અને છ મહિના આપની બરકતી સેવા અને નિકાહમાં રહ્યાં, અને હુઝૂર (સલ૦) ને આરામ પહોંચાડયું. એ મુદ્દતનો ઘણી ખૂબી સાથે અંત આવ્યો. તેઓ ખરા અંતઃકરણથી હુઝૂર (સલ૦) ની કદર કરતાં હતાં, અને આં હઝરત (સલ૦) ને પણ તેઓ સાથે ઘણીજ મોહબ્બત હતી. જ્યાં સુધી ખદીજા (રદી૦) જીવતાં રહ્યાં ત્યાં સુધી હુઝૂર (સલ૦) એ બીજા નિકાહ નહિ કર્યા. એમના મરણ પછી ઘણા નિકાહ થઇ ચૂકયાં; છતાં પણ લાગલાગટ તેમને યાદ કરી તેમની તારીફ કર્યા કરતા. ઘણું ઓછું એવું બનતું કે આપ (સલ૦) ઘેરે તશરીફ લાવતા હોય. અને તેમનું ઝિકર આવી જતું ન હોય. હઝરત આએશા (રદી૦) ફરમાવે છે કે

૧ વધારે ભરોસેદાર મત એ છે કે ત્રણ દિવસ પછી, બીજો મત એ છે કે પાંત્રીસ દિવસ પછી, એને કેટલાક આલિમોએ સહી કહ્યો છે. કેટલાક સબબોના આધારે એજ ઠીક માલુમ પડે છે.

૨ 'હુજૂન' એક પહાડનું નામ છે. ત્યાં કબ્રસ્તાન છે. હવે તેને 'જન્નતુલ મુઅલ્લા' કહે છે.

'જો કે મેં ખદીજા (રદી૦) ને દીઠાં પણ નહિ. તેઓ મારા આવ્યાં પહેલાં દુનિયાથી સિધાવી ચૂકયાં હતાં, તોપણ તેમની તારીફ-ને-વાતો સાંભળી મારૂં દિલ જોશમાં આવતું અને ગયરત આવતી હતી. એવું મને બીજી કોઇ બીબી પ્રત્યે થતું ન હતું. હુઝૂર (સલ૦) ઘણી વખતે તેમને યાદ કર્યા કરતા હતા, અને કદાચ કોઈ ચીઝ, ગોશ્ત વિગેરે વ્હેંચવાને લાયક હોત તો હુઝૂર (સલ૦) તે ખદીજા (રદી૦) ની સાહેલીઓ-ને-સરખી ઉમરવાલીઓ માટે મોકલાવ્યા કરતા હતા. સુબ્હાનલ્લાહ! વફાદારી ને યાદગીરીનું શું પુછવુ! ખદીજા (રદી૦) ની વફાતને મુદ્દત વીત્યા પછી. આપ (સલ૦) એક વખતે ઘરમાં બેઠેલા હતા. એટલામાં બહારથી ખદીજા (રદી૦) ની બહેન દરવાઝા પાસે આવ્યાં અને બૂમ પાડી ત્યારે આં હઝરત (સલ૦) ખદીજા (રદી૦) નો અવાઝ સાંભળી ચોંકી ઉઠયા, પછી તરતજ ખિયાલ આવ્યો કે એ તો તેમની બહેન પુકારે છે, એક દિવસે આપે (સલ૦) તેમની ઘણી તા'રીફ કરી તે વખતે આએશા (રદી૦) બોલી પડયાં. કે 'હવે બસ કરો, કુરૈશની એક બુઢ્ઢીની કયાં સુધી યાદ કરશો. ખુદાએ આપને તેમનાથી ઉમદા ઉમદા બીબીયો આપી છે.' હુઝૂર (સલ૦) ઘણા ગુસ્સે થયા અને ફરમાવ્યું કે "નહિ તેનાથી બહેતર ઓરત મળી નથી. જે વારે બધા લોક મને જુઠો સમજતા હતાં અને ઈમાન લાવતા ન હતા. તે વારે તેણીએ મારી વાત માની અને ઇમાન લાવી, અને જે વખતે મને કોઇના માલનો સહારો નહોતો તે વખતે તેણીએ પોતાના માલથી મારી મદદ કરી છે. ખુદાએ મને એનાથી ઔલાદ અતા કરી અને બધી બીબીયોને ઔલાદથી અભાગ્યણ રાખી." આએશા (રદી૦) કહે છે કે 'ત્યાર પછી તો મેં દિલમાં અહદ કરી લીધો કે હવેથી ખદીજા (રદી૦) ને કોઈ વેળા બુરાઈથી યાદ કરીશ નહિ. એક બહુ મોટી ફઝીલત-ને-ઇઝઝત ખદીજા (રદી૦) સિવાય દુનીયામાં કોઇને હાસિલ નથી. તે એ છે કે, તેમણે આખી દુનિયામાં સઉથી પહેલાં ઇસ્લામ સ્વિકાર્યો એમની પહેલાં ન તો કોઇ મરદે ઈસ્લામ કબૂલ કર્યો, ન બુઢ્ઢાએ ન તો બચ્ચાંએ. પહેલ્લીજવાર જયારે આં હઝરત (સલ૦) 'ગારેહેરા' થી પાછા ફર્યા અને પોતાની (સલ૦) નબૂવત અને ફરિશ્તાની સાથે મુલાકાત થયાનો કિસ્સો બ્યાન ફરમાવ્યો ત્યારે તેજ વખતે તેમણે ગવાહી દીધી. અશહદો અન્નક લરસૂલુલ્લાહે (બેશક તમો ખુદાના રસૂલ છો.) ત્યાર પછી જે કંઈ મદદ તેમની ઝાતથી રસૂલુલ્લાહ (સલ૦) ને પહોંચી અને તેમના સબબથી આપની મુસીબત-ને-દુઃખમાં જેટલો ઘટાડો થયો તેનું બ્યાન થઇજ ચુકયું છે. એક વખતે જિબરઈલ અલય્હીસ્સલામે આવી અરજ કરી કે "અય રસૂલુલ્લાહ (સલ૦)! ખદીજા (રદી૦) એક વાસણમાં ખાણું લઇ આવે છે. જ્યારે તેઓ આપની પાસે પહોંચે ત્યારે ખુદા તઆલાનું અને મારૂં સલામ તેમને કહી દેજો. અને તેમને જન્નતમાં એક મોતીનું ઘર મલવાની ખૂશ ખબરી સંભળાવી દેજો. તેમાં આરામજ આરામ હશે. તકલીફનું તો નામો નિશાન નહિ હશે." રસૂલુલ્લાહ (સલ૦) એ ફરમાવ્યું છે કે 'ઝમીન અને આસમાની સર્વો-

ત્તમ સ્ત્રીઓમાં ખદીજા (રદી૦) છે.' એ દીની ફ્ઝીલતોને લઇ તેમનો અંદાજો તેમની હાલતોથી થઇ શકે છે. ખદીજા (રદી૦) અકલ, દાનાઇ, હુશિયારી અને બુલંદ હિમ્મતનાં ઘરેણાંથી શણગારાયેલાં હતાં. ખદીજા (રદી૦) ની અકલની ઘણી મોટી વાત એ પણ હતી કે હુઝૂર (સલ૦) ને પોતાના વેપાર માટે પસંદ કર્યા. મતલબ અબૂતાલિબ અને ખદીજા (રદી૦) ના મરણ પછી દુશ્મનોને તકલીફ પહોંચાડવાનો મોકો હાથ આવ્યો, અને ખૂબ વિરોધ કર્યો. આપે મુસીબતોને સહન કરી મકકામાં રહેવું જારી રાખ્યું; એટલે સુધી કે ત્રણ વરસ બાદ જે સમયમાં કાફિરો આપને કતલ કરવાનો ઇરાદો કરી રહ્યા હતા, તે વખતમાં ખુદાતઆલાએ આપને વતન છોડી દેવાનો હુકમ ફરમાવ્યો. આપ (સલ૦) હિજરત કરી મદીનએ મુનવ્વરા તશરીફ લઇ ગયા. ત્યાં ગયા પછી ઇસ્લામને તે રોનક અને તરકકી થઇ, કે આખી દુનિયામાં એ સાચો અવાઝ પહોંચી ગયો. **લાઇલાહા ઇલલલ્લાહો મોહમ્મદુર રસૂલુલ્લાહે સલલલ્લાહો અલયહે વઆલેહી વઅસહાબેહી વઅઝવાજેહી વસલ્લમ.**

## સિદ્દીકા એટલે હઝરત આએશા રદીઅલ્લાહો અનહાનો અહવાલ.

હઝરત અબૂબકર સિદ્દીક રદીઅલ્લાહો અનહો રસૂલુલ્લાહ (સલ૦) ના પહેલા ખલીફા અને સઉથી સર્વોત્તમ સહાબી હતા. આએશા (રદી૦) એમની સાહબઝાદી હતાં. એમની મા સાહેબાને ઉમ્મે રોમાન કહેતા હતા. રસૂલે મકબૂલ (સલ૦) ની નબૂવતને ચાર વરસ વીતી ચૂકયાં હતાં. ત્યાર પછી આએશા (રદી૦) પયદા થયાં. જાણે કે અબૂબકર સિદ્દીક (રદી૦) નું ઘર ઇસ્લામનાં નૂરથી રોશન થઇ ચૂકયું હતું; તેથી તેમના જનમ્યાથી તે પ્રકારની તકલીફ–ને-નારાઝી ઝાહિર નહિ થઇ જે અરબ લોકોમાં છોકરીઓ પયદા થયાથી થતી હતી; બલ્કે એક તરાહની ખૂશી ઝાહિર કરવામાં આવી, અને જેવી રીતે સીધી સાદી રીતે ઝિંદગી ગાળનારાંઓની વ્હાલી ઓલાદનું પાલણ પોષણ થાય છે. તેવી રીતે આએશા (રદી૦) નું થયું. ખુદા સિવાય હમણાં કોને એ ખબર હતી કે એ સાહબઝાદીનાં મુબારક નસીબમાં ફખરે આલમ રસૂલે અકરમ (સલ૦) ની સઉથી વધારે વ્હાલી બીબી બનવાની ઇઝઝત લખેલી છે!? રસૂલુલ્લાહ (સલ૦) ની પહેલી બીબીનું મરણ થઇ ચૂકયું હતું; તેથી હુઝૂર (સલ૦) ને નિકાહની ઝુરૂરત હતી. *ઉસ્માન બીન

* એ હઝરત (સલ૦) ના ખાસ દરજ્જાના સહાબી છે. મુસલમાન થવાં પહેલાં પણ શરાબ પીતા ન હતા. મક્કાથી જે લોકો હુઝૂર (સલ૦) ની સાથે મદીને આવ્યા હતા તેમાં સઉથી પહેલાં મદીનામાં એમનું મરણ થયું છે. મરણ પછી હુઝૂરે એમના ચહેરા ઉપર બોસો આપ્યો, અને 'બકીઅ' માં સઉથી પહેલાં એમને દફન કર્યા છે. એમની કબર ઉપર આપે નિશાન માટે પત્થર મૂકી દીધો હતો.

મઝઉન (રદી૦) ની ઓરતે એકવાર અરજ કરી કે 'યા હઝરત (સલ૦)! આપ નિકાહ શા માટે નહિ કરતા ?' આપે (સલ૦) ફરમાવ્યું કે "કોનાંથી નિકાહ કરૂં !" તેમણે અરજ કરી કે "કુંવારી–ને–વિધવા હરકિસમની ઓરતો મોજુદ છે. જો હુઝૂર (સલ૦) કુંવારી છોકરીથી નિકાહ કરવા ઇચ્છતા હોવ તો આપના (સલ૦) સઉથી વધારે વ્હાલા દોસ્ત અબૂબકર સિદ્દીક (રદી૦) ની સાહબઝાદી મૌજુદ છે. અને અગર જો વિધવાથી કરવા ચાહો તો ઝમઆની છોકરી સૌદા (રદી૦) થી થઇ શકે એમ છે. તે આપની સાથે ખુદાતઆલા ઉપર ઇમાન લાવી અને આપની સઘળી વાતોને માની ચૂકી છે." જાણો કે બન્ને મોકા ઘણાજ વાજબી હતા. હુઝૂરે (સલ૦) ફરમાવ્યું કે 'બન્ને જગ્યાએ જાઓ, અને વાત કરો જયાં થઇ જાય ત્યાં બહેતર છે.' ઉસ્માન બિન મઝઉનની ઓરત એક અકલમંદ અને સમઝદાર હતાં. પ્રથમ તેઓ સિદ્દીકે અકબર (રદી૦) ને ત્યાં ગયાં. અને ઘણી ખૂબીથી મતલબ બ્યાન કરી. જે ખાનદાન નબી બરહક પર જાન ફિદા કરતું, અને આપના પસીનાની જગ્યાએ પોતાનું ખૂન રેડવા તૈયાર હતું. તેને આ ઇઝઝત ઘણી ખૂશીથી કબૂલ કરવામાં કંઈ વસ્તુ નાપાડી શકતી હતી ! પરંતુ જાણો કે અબૂબકર (રદી૦) અને રસૂલુલ્લાહ (સલ૦) ની આપસમાં ગાઢી મિત્રચારી અને ઘણીજ મીલનસારીના સબબે ભાઇ ગણવામાં આવતા હતા; તેથી આએશા (રદી૦) ની મા સાહેબાને ફિકર ઉત્પન્ન થઇ. એ માટે કે આએશા (રદી૦) ના નિકાહ આં હઝરત (સલ૦) સાથે થઈ શકે છે, કે નહિ. એ ખિયાલથી કહ્યું કે આએશા (રદી૦) ના બાપ સાહેબ હમણાં આવી લાગશે તેમને આવી જવા દો. તેઓ આવે તો જવાબ દીએ. તેજવેળા અબૂબકર (રદી૦) પણ ઘર તશરીફ લઇ આવ્યા. તેમના આગળ તે વાત કરી તો તેમને પણ એજ ખિયાલ આવ્યો અને કહેવા માંડયું કે 'રસૂલુલ્લાહ (સલ૦) તો મારા ભાઇ છે. આએશાના નિકાહ તેમની સાથે કેવી રીતે થઇ શકે !' ઉસ્માન રદી૦) ની ઓરતે એ સઘળી હકીકત રસૂલુલ્લાહ (સલ૦) ની ખિદમતમાં આવીને બ્યાન કરી. હુઝૂરે (સલ૦) ફરમાવ્યું કે 'જાવ અને તેમને કહો કે બેશક અબૂબકર (રદી૦) મારા ઇસ્લામી ભાઇ છે; પરંતુ તેમની સાહબઝાદીથી મારા નિકાહ થઇ શકે છે. કેમકે તેઓ મારા સગા ભાઇ નથી.' જ્યારે તેઓ અબૂબકર (રદી૦) ને એ કહ્યું ત્યારે તો સિદ્દીકે અકબરે અતિ ખૂશીથી એ વાત કબૂલ રાખી. અને ફરમાવ્યું કે 'જ્યારે રસૂલુલ્લાહ (સલ૦) ચાહે તશરીફ લાવે. નિકાહ કરી દેવામાં આવશે.' આ વખતે આં હઝરત (સલ૦) ની નબૂવતને ઝાહિર થયાને દશ વરસ વીતી ચૂકયાં હતાં. અને આએશા (રદી૦) ની ઉમર છ વરસની હતી. શવ્વાલનો મહિનો હતો. આપ (સલ૦) અને થોડાક ખાસ લોકો અબૂબકર (રદી) ને ત્યાં તશરીફ લાવ્યા, અને ઇસ્લામના કાયદા મુજબ સીધી સાદી રીતે નિકાહ થઇ ગયા. એ ઝમાનો આએશા (રદી૦) ની એવી બેખબરી–ને–બચપણનો હતો, કે તેમને પોતાના નિકાહની ખબર પણ

ન થઇ, અને એ ન જાણ્યું કે 'દીન–ને–દુનિયાની સૌથી મોટી બરકત અને ઇઝ્ઝત જે કોઇ ઓરતને મળી શકે છે તે મને હાસિલ થઈ.' નાની ઉમરના સબબે હાલમાં વળાવવું મુલતવી રાખ્યું. જો કે અબૂબકર (રદી૦) ને રસૂલુલ્લાહ (સલ૦) સાથે જાન નિસાર દોસ્ત અને ખાસ ખાદિમ હોવાનો સંબંધ પહેલાંથી હતો; તો પણ આ સગાઈ-ને–સંબંધથી એક ખાસ ઈઝ્ઝત–ને–આબરૂ હાસિલ થઇ. સૌદા પાસે જે સંદેશો મોકલાવ્યો હતો તે પણ મંઝૂર થઇ ગયો, અને નિકાહ થઇ ગયા, અને એઓ હુઝૂર (સલ૦) ને ત્યાં આવી રહેવાં લાગ્યાં. એ પછી લગભગ ત્રણ વરસ સુધી બધાં જણ મકકામાં ઝિંદગી ગાળતાં રહ્યાં ત્યાર પછી હિજરતનો બનાવ બન્યો. એ આપની ઝિંદગીનો એક મુમતાઝ બનાવ–ને–ઈસ્લામ માટે એક શાનદાર હુકમ હતો. જ્યારે હુઝૂર (સલ૦) મદીને જઈને ઇતમીનાનથી રહેવા લાગ્યા ત્યારે આપે (સલ૦) ઝૅદ બીન હારેસાને *અબુરાફેઅની સાથે બે ઊંટ–ને–પાનસો દિરમ ખર્ચ માટે દઈ મકકે મોકલાવ્યા. એટલા માટે કે પોતાની (ઝૅદની) ઓરત ઉમ્મે અયમન–ને–છોકરા ઉસામા, અને આપની સાહબઝાદી ફાતેમા ઝહરા, ઉમ્મેકુલસૂમ અને સૌદાને (જેમના નિકાહનું બ્યાન ઉપર થયું છે.) મદીને

* અબૂરાફેઅ અબ્બાસના ગુલામ હતા તેમણે તેઓને આં હઝરત (સલ૦) ને આપી દીધા હતા. જ્યારે અબ્બાસના મુસલમાન થવાની ખુશખબરી લાવ્યા ત્યારે હુઝૂરે (સલ૦) તેમને આઝાદ કરી દીધા. ઝૅદ બિન હારેસા જ્યારે છોકરા હતા ત્યારે તેમની મા સાહેબા તેમને લઇ તેમનાં નનયાલમાં ગયાં હતાં. ત્યાં લૂટારા લૂટવા આવ્યા તો ઝૅદને ઉડાવી લઇ ગયા, અને બઝારમાં લાવી વેચી નાંખ્યા. ખદીજા (રદી૦) ના ભત્રીજાએ ચારસો દિરમમાં ખરીદી લીધા ને ખદીજા (રદી૦)ને આપી દીધા નિકાહ પછી ખદીજા (રદી૦) એ તેમને આં હઝરત (સલ૦)ને આપી દીધા. તેમના (ગુલામના) ઘરવાળાઓને ખબર થઈ કે 'તે અમારો છોકરો મકકામાં છે' તેમના બાપ-ને-કાકા તેમને લેવાને આપની (સલ૦) ખિદમતમાં આવ્યા. હુઝૂરે (સલ૦) ઝૅદને એખતિયાર આપ્યો કે 'જોઇએ અમારી પાસે રહો, જોઇએ પોતાને ઘેર ચાલ્યા જાઓ' જાણે કે આપના એહસાનો–ને–અખલાકના શયદાઇ થઈ ચૂકયા હતા. ઘરવાળાઓ સાથે નહિ ગયા. આપની ખિદમતમાં રહેવું પસંદ કર્યું. આં હઝરતે (સલ૦) તેમને દત્તક (લેપાલક) કરી લીધા. હવે લોક તેમને ઝૅદ બિન મોહમ્મદ (સલ૦) કહેવા લાગ્યા પણ ખુદાએ કુર્આનમાં હુકમ ફરમાવી દીધો કે અસલ બાપના નામથી પુકારો. પહેલાં હુઝૂરે (સલ૦) તેમના નિકાહ ઉમ્મે અયમનથી કરી દીધા હતા. તેમનાથી ઉસામા પયદા થયા હતા. ત્યાર પછી આપે (સલ૦) ઝયનબને ઝૅદ સાથે નિકાહ કરવાને કહ્યું પ્રથમ તો તેમણે ના પાડયું પરંતુ છેવટે તેમણે અલ્લાહ–ને-તેના રસૂલ (સલ૦) ના હુકમ આગળ પોતાનું માથું નમાવી ના પાડવાને સ્વીકાર કરવાની સાથે બદલ્યું; અને તેઓએ ઝૅદ સાથે નિકાહ કર્યા; પણ આપસમાં બનત થઇ નહિ. એક વરસ પછી ઝૅદે તેમને તલાક આપી દીધી ઈદ્દત વીતી ગયાં પછી, રસૂલુલ્લાહે (સલ૦) ઝયનબ સાથે નિકાહ કરી લીધા. કેમકે ખુદા તઆલાએ દત્તપુત્રની ઓરતથી નિકાહ કરવાની પરવાનગી આપી છે બેશક સગા છોકરાની ઓરતથી નિકાહ કરવું હરામ છે. ઝયનબના નિકાહનો કિસ્સો ઘણો લાંબો છે. અહિં ટુંકાણમાં લખી જણાવેલું છે.

લઇ આવે. એમનીજ સાથે અબૂબકર (રદી૦) ના દીકરા અબ્દુલ્લા હુને પણ મકકે મોકલાવ્યા હતા. કે સઉની સાથે પોતાની મા સાહેબા ઉમ્મેરોમાન, ભાઇ અબ્દુર-રહેમાન અને બન્ને બેન આએશા (રદી૦)-ને-અસમા (રદી૦) ને મદીને લઇ આવે.

મદીને તશરીફ લાવ્યાના સાત મહિના પછી જ્યારે આએશા (રદી૦) ની નવ વરસની ઉમર હતી. ત્યારે રસૂલુલ્લાહ (સલ૦) ના ઈશારા કર્યા પર માસ શવ્વાલમાં આએશા (રદી૦) ને વળાવી દેવામાં આવ્યાં. ત્યાર પછી તેમણે આં હઝરત (સલ૦) ની સોહ્બતની બરકતમાં એવી ઐકયતા, સંપ, મોહબ્બત-ને-મિલન-સારીથી ઝિંદગી ગાળી. જાણે કે પોતાની હાલતો રસૂલુલ્લાહ (સલ૦) ની હાલતો થઇ ગઈ હતી. અગાઉના ખિયાલ પ્રમાણે મુલ્કે અરબની ઓરતો શવ્વાલના મહિનામાં નિકાહને મનહૂસ અને ધણીના અણબનાવનો સબબ ગણતી હતી. આએશા (રદી૦)તેઓના ખોટા ખિયાલને મટાડવાને માટે કહ્યાં કરતાં હતાં, કે "જુઓ મારો નિકાહ અને મને વળાવવું એ બન્ને ચીજો શવ્વાલમાંજ થઈ છે. હવે તમોજ બતલાવો, કે ધણી સાથે સંપ-ને-મોહબ્બત મારાથી વધારે કોને નસીબ થશે, અને સઉ ઓરતોમાં કોઇથી પણ મારાથી વધારે મોહબ્બત-ને-મિત્રાચારી છે. ?"

## રસૂલુલ્લાહ (સલ૦) ની મોહબ્બત અને બીજો અહવાલ.

જો કે આં હઝરતે (સલ૦) મદીને રહેતાં બીજી કેટલીક ઓરતોથી શાદી કરી લીધી હતી. તો પણ જે મોહબ્બત આએશા (રદી૦) સાથે હતી તે કોઇ ઓરતથી ન હતી. આપ (સલ૦) ઝાહિરી રસમો-ને-ઉમદા વર્તણુંક સઘળી ઓરતો સાથે એકસરખી રીતે રાખતા હતા, અને ખુદાથી અરજ કરતા હતા કે "યા અલ્લાહ જે વાતો મારા ઇખતિયારમાં છે તેમાં સરખાપણું કરૂં છું, ને જે ચીઝ મારા ઇખતિયારમાં નથી. (એટલે જે ચીઝપર મારો કાબુ નથી, એટલે દિલની મોહબ્બત) તેમાં મારી પકડ ન કરજે. મારો વાંક દરગુઝર કરજે." સફરમાં કેટલીક વેળા આએશા (રદી૦) હુઝૂર (સલ૦) સાથે રહેતાં હતાં. કદી હુઝૂર (સલ૦) નાંજ ઊંટપર, તો કદી બીજા ઉપર. એક વખતે સફરે જતાં આં હઝરત (સલ૦) આએશા (રદી૦) ના ઊંટ ઉપર સવાર હતા અને વાતો કરતાં જતાં હતાં. એક જગ્યાએ ઉતર્યા તો *હફ્સાએ કહ્યું કે 'આવો આએશા તમો અમારા ઊંટપર સવાર થઇ જાઓ અને અમે તમારા ઊંટપર જઇએ.' જાણો કે આએશા (રદી૦) બહુ અકલમંદ હતાં. પરંતુ નાની ઉમરના હતાં. પુખ્ત ઉમરના ન હતાં. સોચ વિચાર વિના મંઝૂર કરી લીધું. પડાવથી જતી વખતે રસૂલુલ્લાહ (સલ૦) આવ્યા, અને તેજ

* એ હઝરત ઉમર (રદી૦) ની સાહબઝાદી છે. જ્યારે એઓ વિધવા થયાં ત્યારે સ હી. ૩) માં રસૂલુલ્લાહે (સલ૦) તેમની સાથે નિકાહ કર્યા હતા એ પણ અતિશય અકલમંદ હતાં. સને હિજરી ૨૫) માં આએશા (રદી૦) થી બાર વરસ પહેલાં મરણ પામ્યાં.

મા'મૂલી ઊંટ ઉપર સવાર થયા. જે ઉપર મા'મૂલના વિરૂદ્ધ હફ્સા (રદી૦) સવાર હતાં. કાફલો ચાલતો થયો, અને હુઝૂર (સલ૦) રસ્તામાં તેમની સાથે વાતો કરતાં રહ્યાં. આએશા (રદી૦) ને હફસા (રદી૦) ની એ દિલ લગી-ને-હંસીની વાતોથી રન્જ થયો, અને તે ઊંટને બદલી કરવાનું ઘણું નાપસંદ ગણી આખે રસ્તે અફસોસ કરતાં રહ્યાં, કે ઘણી થાપ ખાધી. (ધોકો થયો.) મનઝિલે ઉતર્યાં તો બેસીને રોવા લાગ્યાં, અને બચ્ચાંની માફક ઘાસમાં એડીઓ રગડવા લાગ્યાં, અને પોતાની ઝાતને બુરૂં ભલું કહેવા માંડયું. તે આ છે કે-'યા અલ્લાહ મને વીંછી ખાય જાય કે સાંપ ડંખે.' હુઝૂરે (સલ૦) તેમને દિલાસો દઇ તેમના રન્જને દૂર કર્યો, અને ખૂશ કરી પોતાના (સલ૦) ઊંટ ઉપર હમેશ માફક સવાર કરી લેવામાં આવ્યાં. જે સફરમાં તયમ્મુમનો હુકમ નાઝિલ થયો છે, તેમાં પણ આએશા (રદી૦) સાથે હતાં. તેથી એવું સમજવું જોઇએ કે તેમની બરકતથી ખુદાતઆલાએ મુસલમાનોની આસાની-ને-સહેલાઇને માટે એ એહસાન ફરમાવ્યો છે. રસૂલુલ્લાહે (સલ૦) એક એવી જગ્યાએ મુકામ કરેલો હતો કે જ્યાં પાણી નહતું. આએશા (રદી૦) નો મોતીનો હાર (યા કંઠો) ગળામાંથી તુટી પડી ગયો. આએશા (રદી૦) તેને પોતાની બહેન અસમા કનેથી માંગી લાવ્યાં હતાં. હુઝૂરે (સલ૦) બે માણસ તેને શોધી કાઢવાને માટે મોકલાવ્યાં, પરંતુ તે કહી ન મળ્યો. એ દરમ્યાન સુબ્હની નમાઝનું વખત થઇ ગયું. પાણી માટે સરવે પરેશાન હતા. અબૂબકર (રદી૦) આએશા (રદી૦) પર બહુ ગુસ્સે થયા. 'તમારી નાદાનીથી સઘળા લશ્કરને તકલીફ થઈ અને એવી જગ્યાએ થોભવું પડયું જ્યાં પાણીનું નિશાન નથી.' એ વેળા આં હઝરત (સલ૦) સુતેલા હતા. આએશા (રદી૦) બાપના અદબ અને હુઝૂર (સલ૦) ની બેચેનીના અંદેશાથી કંઇ પણ બોલ્યા નહિ. થોડી વાર પછી, ખુદાતઆલાએ તે આયતો નાઝિલ કરી જેમાં આ હુકમ છે 'જ્યારે તમને પાણી ન મલે અથવા તો બીમાર હોવ ત્યારે પાક મટોડીથી *તયમુમ કરી લ્યા કરો.' પડાવથી જતી વખતે જ્યારે આએશા (રદી૦) ના ઊંટને ઉઠાડવામાં આવ્યું ત્યારે ત્યાંથીજ હાર પણ જડયો.

રસૂલુલ્લાહ (સલ૦) ના હિજરત કર્યાને છઠ્ઠેજ વરસે ખા'ના કા'બાની હજ ફરઝ થવાનો હુકમ આવી ચૂકયો હતો, પણ હુઝૂરે (સલ૦) પોતાની વફાતથી કંઇક પહેલાં તેને અદા કરી છે. તેને 'હજ્જતુલ વેદાઅ' કહે છે. એ રસૂલુલ્લાહ (સલ૦) ની ઝિંદગીની હાલતને યાદ દેવાડવા લાયક નિશાન-ને-મઝહબ ઇસ્લામને માટે દીન-ને-દુનયવી ફાયદાઓથી ભરેલો સફર હતો. એટલી મોટી સંખ્યામાં મુસલમાન એ મુબારક સફરમાં હતાં, કે તેની ગણત્રી થઇ શકવી

*તયમુમનું વીગતવાર બ્યાન આ કિતાબના રચનાર સાહેબે ઉર્દૂ કિતાબ નામે તહૂરૂલ મુસ્લેમીનમાં લખેલું છે.

મુશ્કેલ છે; તે છતાં પણ આશરે એક લાખ ચોવીસ હજાર માણસોની ગણત્રી કરવામાં આવી છે. એ 'હજજતુલ વેદાઅ'માં આપે (સલ૦) ફરમાવી દીધું હતું કે જે કંઈ પૂછવું હોય તે પૂછી લ્યો. કદાચ એ વરસ પછી, પૂરી તમો લોકોથી મલવું ન થાય. એ સફરમાં આએશા (રદી૦) પણ હુઝૂર (સલ૦) ની સાથે હજ કરવાને ગયાં હતાં, ને હુઝૂર (સલ૦) ની બીજી ઓરતો પણ.

જેવી રીતે રસૂલુલ્લાહ (સલ૦) ને આએશા (રદી૦) થી ઘણીજ મિત્રચારી-ને મોહબ્બત હતી, તેવીજ રીતે આએશા (રદી૦)ના અંતઃકરણમાં પણ હુઝૂર (સલ૦)ની મોહબ્બતની અસર થયેલી હતી. જયાં સુધી બની શકતું ત્યાં સુધી હુઝૂર (સલ૦ ને રાહત-ને-આરામ પહોંચાડવાની ફિકર કરતાં હતાં, અને ખિદમતમાં વળગી રહેવાને બન્ને જહાંની નેકબખતી ગણતાં હતાં. એક વખતે રસૂલુલ્લાહે (સલ૦) ફરમાવ્યું કે "અય આએશા! તમારી રન્જીદા-ને-ખૂશ થવાની હાલતને હું સારી રીતે સમજું છું. જયારે તમો ખૂશ થાવો છો ત્યારે કસમ ખાવાના મોકાપર કહો છો કે મોહમ્મદ (સલ૦) ના રબની કસમ, અને જેવારે રન્જીદા થાવો છો તેવારેતો અમારૂં નામ નહિ લેતાં. બલ્કે એમ કહો છો કે ઇબ્રાહીમ (અલૈ૦) ના રબની કસમ." આએશા (રદી૦) એ અરજ કરી કે 'ખરૂં છે; ફકત દિલગીરીમાં આપનું (સલ૦) નામ છોડી દઉં છું, પણ આપની મોહબ્બત દિલમાંથી નીકળવા નહિ પામતી.' (એટલે દિલમાં સમાએલીજ રહે છે.) એક દિવસે રાત્રે જોયું કે હુઝૂર (સલ૦) બીછાના ઉપર નથી. આએશા (રદી૦) ને શક ઉત્પન્ન થયો; એટલા માટે કે આપ (સલ૦) આપની બીજી કોઇ બીબીને ત્યાં તશરીફ લઇ ગયા હશે. દીવો તો હતો નહિ કે જોઇ શકે; તેથી ચોતરફ હાથ ફેરવી તપાસ કરવી શરૂઅ કરી તો આએશા (રદી૦) ના હાથ હુઝૂર (સલ૦) નાં કદમો પર જઇ લાગ્યા. તે વખતે હુઝૂર (સલ૦) નમાઝ પઢતા હતા, અને સિજદામાં ગયેલા હતા. આએશા (રદી૦) એ શ્વાસ લઇ કહ્યું કે 'અરેરે! અમે શું ખિયાલમાં છીએ અને આપ (સલ૦) શી હાલતમાં!'

એક વખતે ખુદાતઆલાના હુકમ મુજબ હુઝૂરે (સલ૦) પોતાની સઘળી ઓરતોને આ હુકમ સાંભળાવ્યો 'જો દુનયવી માલ-ને-દોલત, અને અયશ-ને-આરામની ઝુરૂરત હોય તો અમો ખૂશીથી તલાક આપી દઇએ છીએ, અને અગર જો ખુદા અને તેના રસૂલ (સલ૦) ની મરઝી અને આખેરતનું આરામ ચાહતી હોવ તો દુનિયાની મુસીબતો ઉઠાવો, અને અમારા નિકાહમાં રહો.' સઉથી પહેલાં એ હુકમ હુઝૂરે (સલ૦) આએશા (રદી૦) ને સંભળાવ્યો. પરંતુ તેમની નાની ઉમર-ને-માહિતગાર ન હોવાની ચિંતાને લીધે ફરમાવ્યું કે, 'જુઓ, મા બાપને પૂછીને જવાબ દેજો.' (કેમકે હુઝુર (સલ૦) જાણુતા હતા કે તેમનાં મા બાપ તો કદી અળગા થવાની પરવાનગી આપશે નહિ, અને કદાચ એ પોતાના બચપણ-ને-

માહિતગાર ન હોવાના સબબે જુદાઇને પસંદ કરી લ્યે.) આફરીન (શાબાશ) છે આએશા (રદી૦) ની સમઝ ઉપર. તેમણે તરતજ અચંબાથી જવાબ આપ્યો કે 'હઝરત (સલ૦)! વારૂં આપના મામલામાં પણ કોઇથી પૂછવાની ઝુરૂરત છે? હું અલ્લાહ અને તેના રસૂલ (સલ૦) અને આખેરતને પસંદ કરૂં છું. આપના (સલ૦) ફયઝના દામનને ત્યાગ કરવું મને કદી પસંદ નથી, પણ હાં, બીજી ઓરતોને આ મારો જવાબ બતલાવી દેશો નહિ.' આએશા (રદી૦) ને કોઇ ઔલાદ થઇ નહિ, તો પણ તેનો કંઇ ખિયાલ કે રન્જ ન હતો; કેમકે રસૂલુલ્લાહ (સલ૦) ની મોહબ્બતને લીધે બીજી કશી વાતનો ખિયાલ ન હતો. હુઝૂર (સલ૦) સાથે એટલાંતો મશગૂલ હતાં; તેથી કરીને એવી કિસમના ખિયાલો તેમને દિલગીર કરી શકતા ન હતા. તેમના ભાણુજાનું નામ અબ્દુલ્લાહ હતું; તેથી કોઇવાર આં હઝરત (સલ૦) ઉમ્મે અબ્દુલ્લાહ (એટલે અબ્દુલ્લાહની મા) કહીને પણ પુકારતા હતા. આખી ઝિંદગીમાં પહેલી મુસીબત જે આએશા (રદી૦) એ જોઇ તે રસૂલુલ્લાહ (સલ૦) ની વફાત હતી. અઢાર વરસની ઉમરે ધણીનું માથેથી ઉઠી જવું કેવી મુસીબતની વાત છે! ધણી પણ કોઇ મા'મૂલી ન હતા, બલ્કે નબીયોના પેશવા અને દુનિયાના સરદાર તેમના (સલ૦) જેવા કોઇ થયા નહિ, અને થવાના પણ નહિ.

શરૂઆતથી હુઝૂર (સલ૦) વારા ફરતી હરએક ઓરતને ઘેર રહેતા હતા, પણ જે બીમારીમાં આપ (સલ૦) દુનિયાથી જુદાઇ કરવાવાલા હતા તે બીમારી હુઝૂર (સલ૦) ને શરૂઅ થઇ તેવારે આપે (સલ૦) સઘળી ઓરતોને એકઠી કરી ફરમાવ્યું કે 'તમો ખુશીથી રઝા આપો તો હું બિમારીના દિવસોમાં આએશા (રદી૦) ને ત્યાં રહું.' જાણેકે જે વાતમાં હુઝૂર (સલ૦)ને આરામ-ને-રાહત મલે તેજ વાત સઘળી ઓરતો પસંદ રાખતાં હતાં. સૌએ કબૂલ કરી લીધું. ત્યારપછી દુનિયાથી સિધાવ્યા લગણ ત્યાંજ આપ (સલ૦) રહ્યા, અને આએશા (રદી૦) પણ દુનિયાનો તમામ સંબંધ ત્યાગ કરીને આપની ખિદમતમાં વળગેલાં રહ્યાં. તેમને ખબર થતી ન હતી કે કહિં દહાડો થયો, ને કયાં રાત. હરએક વખતે હુઝૂર (સલ૦) કને હાજર હતાં. તેઓ અતી વડાઇ (ફખર) થી કહ્યાં કરતાં હતાં, કે જ્યારે હુઝૂર (સલ૦) ની વફાત થઇ ત્યારે હુઝૂર (સલ૦) મારા ઉપર પોતાનું મુબારક માથું રાખી આરામ લઇ રહેલા હતા. આએશા (રદી૦) ના નાઝુક-ને-પાક દિલે આજ લગણ કોઇ મોટું દુઃખ જોયુંજ ન હતું. આપની વફાતની મુસીબતથી બિલકુલ દંગ થઇ ગયાં. સમઝમાં આવતું ન હતું કે શું કરે? પણ છેવટે જે કુદરતી દાનાઇ-ને-અકલમંદી ખુદાતઆલાએ તેમને મોટી બક્ષીસ તરીકે આપી હતી. તેનાથી તેમણે કામ લીધું; ને સબર કર્યો-ને-દિલને સંભાળ્યું. જ્યાં સુધી જીવતાં રહ્યાં ત્યાં સુધી તે તકલીફ દિલમાં રાખી. દિલથી જેટલું કંઇ યાદ કરતાં હશે તેનો હાલ તો ખુદાનેજ માલુમ છે; પરંતુ જીભથી પણ પ્રસંગે પ્રસંગે હર હર વાતમાં

આપનું વર્ણન કરતાં હતાં. તેઓને (સલ૦) યાદ કરવામાં દરેકને માટે દુનિયા અને આખેરતની ભલાઈનો સબબ છે. તો વારૂ, એવા સરદારને યાદ કરવાને શી વસ્તુ ના પાડી શકતી હતી! **અલ્લાહુમ્મ સલ્લે અલા સૈયેદેના મોહમ્મદીંવ વ-આલેહી વઅસહાબેહી વઅઝવાજેહી વસલ્લમ.**

હુઝૂર (સલ૦) ની વફાતનાં બે વરસ બા'દ પોતાના બાપ (અબૂબકર (રદી૦) ના મરણનું અણધાર્યું દુઃખ ઉઠાવવું પડયું. જાણે કે હવે ઝિંદગીની મઝા શી રહી હતી! છતાં પણ ખુદા તઆલાએ મુસલમાનોને તેમના ઈલ્મનો ફયઝ પહોંચાડવાને માટે લાંબી મુદ્દત લગણ જીવતાં રાખ્યાં. મોટા મોટા સહાબીઓ તેમની ખિદમતમાં હાજર થઇ, તેમને મુશ્કિલ મસલાઓ પૂછતા. અને તેમનાથી અતિ ઈતમીનાન-ને-ખટકા વગરના જવાબો હાસિલ કરતા. જે ઝમાનામાં હઝરત ઉસ્માન (ત્રીજા ખલીફા) (રદી૦) શહીદ થઇ ગયા, અને હઝરત અલી (રદી૦) ખલીફા થયા. તે વેળા ઉસ્માન (રદી૦) ને કતલ કરનારાઓને પકડી કેદ કરવું અને તેઓથી બદલો લેવો એ મુશ્કેલ થઈ રહેલું હતું. કેટલાક લોકોને એવો શક ઉત્પન્ન થયો કે હઝરત અલી (રદી૦) પોતે તેઓને બચાવવા માંગે છે. તે કતલ કરનારાઓને અલી (રદી૦) પાસેથી માંગવા, ને શીક્ષા ફેવાડવાને માટે કેટલાક લોકો આએશા (રદી૦) ને મદીનેથી ઊંટ ઉપર સવાર કરીને, હઝરતઅલી (રદી૦) પાસે 'કુફે' લઈ ગયાં. ત્યાં વચ્ચે ફિસાદ નાંખનારાઓની તદબીરથી એવું બન્યું કે આપસમાં લડાઇ શરૂ થઇ ગઇ. તે બનાવ 'જંગેજમલ' નામથી પ્રખ્યાત થયેલે છે. છેવટે હઝરત આએશા (રદી૦) જે ઊંટ ઉપર સવાર થયેલાં હતાં તેને કેદ કરી લેવામાં આવ્યું; અને હઝરતઅલી (રદી૦) ના લશ્કરમાં લાવવામાં આવ્યું. હઝરતઅલી (રદી૦) એ તેમને ઘણીજ ઇઝઝત સાથે પાછા મદીને મોકલાવી દીધાં.

## આએશા રદીઅલ્લાહો અનહાની વફાત.

રસૂલુલ્લાહ (સલ૦) ની ઝિંદગીનો ઝમાનો તો આએશા (રદી૦) ને માટે ઘણોજ મુબારક ઝમાનો-ને-ખૂશીનું વખત હતું. હુઝૂર (સલ૦) પછી જે ઉમર ગુઝરી તેમાં ઘણાંજ દુઃખો જોયાં. મુસલમાનોના આપસના ઝઘડા, અને દુનિયામાં તરાહ, તરાહની ખરાબીઓ જોઇને દિલને તકલીફ પહોંચતી હતી, ને ખિજવાતાં હતાં. ઘણા બનાવો જોયા, ને સબ્ર કર્યો. એટલે સુધી કે રસૂલુલ્લાહ (સલ૦) ની વફાતથી છેતાલીસ વરસ પછી, જે ઝમાનામાં અમીર મુઆવીયા (રદી૦) ખિલાફત કરી રહેલા હતા, તે ઝમાનામાં આલમે જાવેદાની (આખેરત) નો સફર એમની આગળ આવ્યો. '**રમઝાનુલ-મુબારકમાં**' જે વેળા કે નબી (સલ૦) ની હિજરતને સત્તાવન વરસ થઇ ચૂકયાં હતાં; તે વેળા આએશા (રદી૦) બીમાર

પડયાં, ને તેઓ રમઝાન માસની તા૦ ૧૭મી મંગળની રાત્રે છાંસેઠ વરસ (૬૬)ની ઉમરે દુનિયાએ ફાનીથી સીધાવી ગયાં.

જાણે કે એમના મરણથી સઘળાંજ મુસલમાનોને ગમ–ને–દુઃખ પહોંચ્યું; પરંતુ તે વખતે રસૂલુલ્લાહ (સલ૦) ના જે સહાબીઓ મૌજુદ હતા તેઓને અતિ વધારે જબરો ઝખ્મ લાગ્યો; કારણકે તે લોકો તેમને રસૂલુલ્લાહ (સલ૦) ની યાદગાર–ને–નિશાની ગણતાં હતાં. દીનનાં મોટાં મોટાં કામોમાં તેમની મદદ લેતા. હતા. ગુસલ–ને–કફન પછી જનાઝો બહાર લાવીને રાખવામાં આવ્યો. હઝરત *અબૂ હોરૈરા (રદી૦) એ જનાઝાની નમાઝ પઢાવી. જાણે કે તેઓએ પોતાને 'બકીઅ' માં દફન કરવાને વસીયત કરી હતી; તેથી કબર ત્યાંજ તૈયાર કરવામાં આવી. આએશા (રદી૦) ના ભાણજાઓ અને ભત્રીજા કબરમાં ઉતર્યા, ને તેમને દફન કર્યાં. **ઇન્ના લિલ્લાહે વઇન્ના એલૈહે રાજેઉન.**

## આએશા (રદી૦) નો ઇલ્મ–ને–બુઝુર્ગી.

હઝરત આએશા (રદી૦) ની ફઝીલત–ને–બુઝુર્ગીને માટે, એજ પુરતું છે, કે તેઓ રસૂલુલ્લાહ (સલ૦) ની ખિદમત ને–સોહ્બતમાં નવ વરસ રહ્યાં, અને સઉથી વધારે હુઝૂર (સલ૦) નાં પ્રીય–મહબૂબ હતાં. ×અમ્રૂ બિન આસ (રદી૦) એ પૂછયું કે 'યા રસૂલુલ્લાહ! (સલ૦) આપને સઘળી ઓરતોથી વધારે કઈ ઓરત મહબૂબ છે.' ફરમાવ્યું 'આએશા' ત્યાર પછી પૂછયું કે 'મરદોમાં.' ફરમાવ્યુ કે 'તેમના બાપ અબૂબકર (રદી૦)' તે ઇલ્મ જેની બુઝુર્ગી દુનિયામાં સઉથી વધારે છે; તેનાથી આએશા (રદી૦) માલામાલ (ભરપુર) હતાં. આખી દુનિયામાં કોઇ ઓરત તેમનાથી વધુ ઇલ્મ જાણનારી ન થઇ અને ન તો થવાની. અગર જો સઘળી દુનિયાની ઓરતોના ઇલ્મને એકઠો કરીએ તો રસૂલુલ્લાહ (સલ૦) ની ઓરતોનો ઇલ્મ તેઓના ઇલ્મ કરતાં વધારે થશે, અને જો હુઝૂર (સલ૦) ની સઘળી ઓરતોનો

---

*અબૂ હોરૈરા (રદી૦) ઘણાજ મશહૂર સહાબી છે. હિજરતના સાતમાં વરસે આવ્યા, ને મુસલમાન થયા. ત્યાર પછી હંમેશાં રસૂલુલ્લાહ (સલ૦) સાથે રહ્યા એઓ હદીસો સાંભળતા, ને યાદ કરતા. ખાવા પીવાની કંઇ ફિકર ન હતી. કહિંથી મલી ગયું તો ખાઇ લીધું. નહિ તો અલ્લાહ; અલ્લાહ ખેરસલા. સને હિજરી ૫૮) માં એમની વફાત થઇ એમણે એક બિલાડીનું બચ્ચું પાળી રાખેલું હતું. તે માટે એમને અબૂ હોરૈરા (બિલાડી વાળા) કહેતા હતા.

×એ મશહૂર સહાબી હતા. સને હિ૦ ૫) માં મુસલમાન થયા હતા. હઝરત ઉમર (રદી૦) ના ઝમાનામાં તેમણે **'મીસર'** ફતેહ કર્યું છે; અને મુઆવીયા (રદી૦) ની ખિલાફત સુધી ત્યાં હાકિમ રહ્યા. અમીર મુઆવીયા (રદી૦) ના ખાસ મદદગાર હતા. નેવું વરસની ઉમરે સને હિ૦ ૪૩) માં તેમની વફાત થઇ **'ઇન્ના લિલ્લાહે વ ઇન્ના એલૈહે રાજેઉન.'** તેમના છોકરા અબ્દુલ્લાહ ઘણા મોટા આબેદ મશહૂર સહાબી હતા.

ઇલ્મ એક જગ્યાએ એકઠો કરવામાં આવે તો આએશા (રદી૦) નો ઇલ્મ તેઓના ઇલ્મ કરતાં વધી જશે. મોટા મોટા સહાબીઓમાં (જે ઇલ્મની ખૂબીમાં પહેલા દરજ્જાના ગણાતા હતા;) પણ જ્યારે કોઈ મસલા વિષે વાદવિવાદ (બહ્સ) થતો, અને અરસપરસ (આપસમાં) ફેસલો ન થતો ત્યારે બધા આએશા (રદી૦) કને જતા, અને તેમના ખૂબીથી ભરેલા ચૂકાદાને સર્વે ઘણી ખૂશીથી કબૂલ રાખતા; અને જો કે અદબ–ને–ઇઝ્ઝત કરવાને માટે તેમને ઉમ્મુલ મોમેનીન (એટલે મોમિનોની મા) થવાની બુઝુર્ગી બસ હતી, છતાં પણ ખાસ કરીને તેમના ઇલ્મને લીધે બધા સહાબીઓ તેમનો ઘણોજ અદબ–ને–ઇઝ્ઝત કરતા હતા. કેટલાક મસલામાં મોટા મોટા આલિમ–ને–બુઝુર્ગ સહાબીઓથી તેમનો મત (રાય.) જુદો પડતો હતો. તેઓ પોતાની વાતને ઝબરદસ્તી–ને–બુઝુર્ગી વડે કબૂલ કરાવવાને ઇચ્છતાં ન હતાં; બલ્કે ખૂબીની સાથે કુર્આન–ને–હદીસથી દાખલા–દલીલ રજુ કરતાં હતાં. જેમકે આ મસલામાં હઝરત ઉમર (રદી૦) થી મતફેર હતો કે સગાં વ્હાલાંના અવાઝથી-ઝોરથી રડવાં–રોવાંથી મયતને અઝાબ થાય છે કે [1]નહિ ? [2]અતા કહે છે કે 'આએશા (રદી૦) નો મત સઉથી ઉમદા હોતો હતો, અને સઉથી વધારે સમઝદાર હતાં. ઉરવા કહે છે કે કોઇ આએશા (રદી૦) થી વધારે સમઝદાર ફિકહમાં, તિબ્બમાં અને શેઅરમાં નહતું. આએશા (રદી૦) એ રસૂલુલ્લાહ (સલ૦) ની બારસો હદીસો બ્યાન કરી છે.

ઘણા મશહૂર સહાબીઓ તેમનાથી હદીસ બ્યાન કરે છે. જેવા કે હઝરત ઉમર, એમના છોકરા અબ્દુલ્લાહ, મશહૂર સહાબી અબૂહોરૈરા, અબુમુસા અશઅરી, રસૂલુલ્લાહ (સલ૦)ના કાકાના છોકરા અબ્દુલ્લાહ બીન અબ્બાસ, સાએબ બિન યઝીદ અને ઝૈદ બિન ખાલિદ વિગેરે રદીઅલ્લાહો અનહુમ. એઓએ આએશા (રદી૦)થી હદીસો સાંભળેલી છે. તેથી કરીને એઓ બધાં તેમના શાગીર્દો કહેવાય છે. ઇલ્મની સાથે આએશા (રદી૦) અતિ સમઝદાર, હાઝરજવાબી, શુદ્ધ–ને–છટાદાર બોલનારાં પણ હતાં. હદીસની કિતાબોમાં થોડાક મો'કાઓ પર તેમની તકરીર બ્યાન થઇ છે. તેથી કરીને તેમની પુરેપુરી અકલમંદી, ને શુધ્ધ–ને–છટાદાર તકરીર જાણમાં આવેલી છે.

---

૧ ઉમર (રદી૦) ફરમાવતા હતા કે 'અઝાબ થાય છે.' આએશા (રદી૦) કહેતાં હતાં કે 'જો સગાંવ્હાલાં છાતી પીટ–ને–અવાઝ કરી રડે તો મુડદાનો શો વાંક ? અઝાબ તો ત્યારે થાય છે કે ઝિંદગીમાં તે શખ્સ ઝોરથી રડવાનું પસંદ કરતો હોય અથવા તો સગાંવ્હાલાંઓને કહી ગયો હોય કે મારા ઉપર એવી રીતે રડજો.'

૨ અતા ને ઉરવા બન્ને મશહૂર તાબેઇ અને કદર કરવા લાયક મોટા આલિમો હતા. તેમના ઇલ્મને બુઝુર્ગીનું છેવટજ નહતું. ઉરવા હઝરત આએશા (રદી૦) ના ભાણુજા પણ થાય છે. એમના બાપનું નામ ઝુબૅર (રદી૦) હતું. જે રસૂલુલ્લાહ (સલ૦) ના ફોઇભાઇ હતા. તાબેઈ તે માણસને કહે છે જેણે રસૂલુલ્લાહ (સલ૦) ને જોયા ન હોય; પણ હુઝૂર (સલ૦) ના જોવા વાળાઓને જોયા હોય. એટલે જેઓએ સાહબાને જોયેલા, તેઓ તાબેઈ કહેવાય છે.

નિકાહ થયાના થોડા દિવસ પછી એક વેળા આએશા (રદી૦) *ગુળીઓથી રમતાં હતાં. રસૂલુલ્લાહે (સલ૦) એ કપડાની બનેલી ચીઝ તરપ્ ઇશારો કરી પૂછયું કે 'આએશા ! એ શું ચીઝ છે?' આએશા (રદી૦) એ અરજ કરી કે 'હઝરત (સલ૦) એ ઘોડો છે, ને આ તેની પાંખો છે.' હુઝૂર (સલ૦) હંસીયા–ને–ફરમાવ્યું કે 'ઘોડાને વળી પાંખો પણ હોય છે?' આએશા (રદી૦) એ જવાબ આપ્યો કે 'સુલેમાન (અલૈહીસ્સલામ) ના ઘોડાઓને પાંખો હતીને.' હુઝૂરે (સલ૦) તેમના ભોળપણનો જવાબ સાંભળ્યો, ને તેમના હાઝર જવાબથી ખૂશ થયા, ને ચૂપ રહ્યા.

ઈલ્મ–ને–અકલની દોલતની સાથે અમલનો ભંડોળ પણ કંઇ ઓછો ન હતો. રસૂલુલ્લાહ (સલ૦) ની ઝિંદગીના ઝમાનામાં પણ તેઓ મોટી ઉમર (પાકી વય) નાં ન હતાં; છતાં પણ તેઓ આખી દુનિયાની ઈબાદતોથી મોટી ઇબાદત સરવરે કાએનાત (બન્ને દુનિયાના સરદાર) ની ખિદમતને ગણતાં હતાં. તેથી કરીને ઝુરીરી ઇબાદતથી પરવારી કરીને, તેઓ હુઝૂર (સલ૦) ની ખિદમતમાં મંડયાં રહેતાં હતાં. પરંતુ આપની (સલ૦) વફાત પછી આએશા (રદી૦) ઇબાદતમાં એવી રીતે મંડયાં રહ્યાં, કે જાણે સઘળી ઉંમર ઇબાદતમાંજ ગાળી નાંખી.

તેઓથી જરાપણ ભૂલચૂક, વાંક, ગુનોહ થઇ જતો તો વરસો લગી શરમીંદા રહેતાં. ભત્રીજાના મોતની દિલગીરીમાં તેમની કબ્ર ઉપર ફાતેહા પઢવાને માટે ચાલ્યાં ગયાં હતાં. ત્યાર પછી તમામ ઉમર પશ્ચાતાપ કરતાં રહ્યાં, કે 'અફસોસ મારાથી મોટી ભૂલ થઇ. રસૂલુલ્લાહે (સલ૦) તો ઓરતોને કબ્રો ઉપર જવાને મના ફરમાવ્યું છે. હું નહિ જાત તો સારૂં થાત.'

કઇ કઇ વાતોનું બયાન કરવામાં આવે ! રસૂલુલ્લાહ (સલ૦)ની મહેરબાની ને આપની સો'બતની બરકતે બધી ખૂબીઓ આએશા (રદી૦) માં એકઠી કરી દીધી હતી. દુનિયાથી એટલી બધી બેપરવાઈ–ને–બેરગબતી હતી કે કંઈ સામાન–ને–ચીઝને સંગ્રહ કરી રાખવું, એ જાણતાંજ ન હતાં. ઉરવા કહે છે, કે એક વખતે આએશા (રદી૦) એ સીત્તેર હજાર દિરમ ખયરાત (નેક કામો) માં ખર્ચ કરી નાંખ્યાં, પરંતુ લૂગડાં જે ફાટેલાં અને થીગડાંવાળાં હતાં; તો પણ (બીજાં) બનાવ્યાં નહિ. એક વેળા તેઓ રોઝાથી હતાં. તેજ દિવસે તેમના ×ભાણજા અબ્દુલ્લાહે

* મસલો=ગુળીઓથી રમવું જાએઝ છે. એવી શરતે કે તેમાં આંખ કાન બનાવવામાં આવેલાં ન હોય.

× અબ્દુલ્લાહ બિન ઝુબૅર (રદી૦) સહાબી છે. એમને એટલી બધી ફઝીલત હાસિલ થયેલી છે કે કદાચ કોઇને હાસિલ થયેલી હોય. જ્યારે તેઓ પયદા થયા ત્યારે તેમને રસૂલુલ્લાહ (સલ૦) ના ખોળામાં મૂકયા. હુઝૂરે (સલ૦) ખજૂર ચાવી તેમના મોંમાં ઘાલી. સઉથી પહેલાં હુઝૂર (સલ૦)ના

વધુ માટે જુવો પાનું ૩૨, સું.

(રદી૦) એક લાખ દિરમ મોકલાવ્યાં. કેટલાંક (દિરમો) સગાંવ્હાલાંઓને, કેટલાંક ફકીરો, મીસ્કીનો અને મોહતાજોને દઈ દીધાં, અને પોતે એક પૈસો પણ ન રાખ્યો. લૉંડીએ અરજ કરી કે રાત્રે ગોશ્તને માટે એક પૈસો તો રાખવો હતો. ફરમાવવા લાગ્યાં કે "મને કંઇ ખિયાલ ન રહ્યો. તું યાદ દેવડાવતે તો રાખી લેત.' એ તો હાલત હતી. તે છતાં પણ મરણના કંઇક પહેલાં આ કહેતાં હતાં કે "શું ઠીક થાત કે હું એક ઢેપું હોત. હાય! શું ઠીક થાત. હું એક છોડવો (નાનું ઝાડ) હોત કે લોકો તેને કાપી ફેંકી દેતે." કોઈક વેળા આમ કહેતાં હતાં કે 'દુનિયામાં મને કોઇ પણ ન જાણત, અથવા તો હું પયદા ન થાત, તો ઘણું સારૂં થાત.'

જ્યારે તેમની વફાતની ખબર હઝરત ઉમ્મે [1]સલ્મા (રદી૦) ને પહોંચી ત્યારે તેઓએ કહેવા માંડયું કે ખુદા રહમત કરે તે ઓરતપર જે અબૂબકર (રદી૦) સિવાય સઉથી વધારે મહબૂબ રસૂલુલ્લાહ (સલ૦) ને હતાં. **સલલલ્લાહો અલયહે વ-આલેહી વઅસહાબેહી વઅઝવાઝેહી અજમઇન.** ફકત.

## બઝઅતુલ રસૂલ (સલ૦) એટલે રસૂલુલ્લાહ (સલ૦) ના દિલનો ટુકડો ( ઘણાંજ વ્હાલાં ) સાહબઝાદી હઝરત ફાતેમા રદીઅલ્લાહો અનહાનો અહવાલ.

હઝરત ફાતેમા (રદી૦) રસૂલુલ્લાહ (સલ૦) નાં સઉથી નાનાં સાહબઝાદી અને 'કરબલા' ના મેદાનમાં જાન દેનાર મઝલૂમ શહીદની મા સાહેબા છે. એઓથી મોટાં બ્હેનો બીજાં પણ હતાં. તેઓનાં નામઃ-ઝયનબ, રૂકૈયા ને ઉમ્મે

મોંઢા મુબારકનું લુઆબ (થુંક) તેમના પેટમાં ગયું. તેમના નાના અબૂબકરે (રદી૦) તેમના કાનમાં અઝાન દીધી રસૂલુલ્લાહ (સલ૦) તેમના માસાજી, આએશા (રદી૦) ખાલા, રસૂલુલ્લાહ (સલ૦)ની ફોઇ સફીયા તેમની દાદી, અબૂબકર તેમના નાના, તેમના બાપ ઝુબૅર દસ માણસોને જન્નતની ખૂશ-ખબરી અપાયેલી તેમાં દાખેલ. (જેમને અશરએ મુબશ્શેરા કહે છે.) પોતે આબેદ, ઝાહિદ, હક વાતમાં કોઈથી નહિ ડરનાર શહાદતનો મરતબો હાસિલ કરનાર. એમણે આઠ હજ કરી હતી. એમને ખિલાફતનો લોભ ન હતો પણ લોકોએ લાચાર કરીને સને હિજરી ૬૪) માં તેમને ખલીફા મુકરર કરી લીધા. અને હિજરી ૭૩) માં ઝાલિમ હુજ્જાજ બિન યુસુફે તેમને મક્કામાં કતલ કરી નાંખ્યા, ને શૂળીએ લટકાવી દીધા. એમના બાપ રસૂલુલ્લાહ (સલ૦) ના ખાસ સહાબી-ને-ફોઈ ભાઇ હતા. હુઝૂરે (સલ૦) પોતાની હયાતીમાં એમને જન્નતની ખૂશખબરી આપી હતી. 'ઓહુદ'ની લડાઈમાં જ્યારે ઘણાખરા મુસલમાનો વિખરાઇ ગયા. તે વેળા એઓ (ઝુબૅર (રદી૦)) આં હઝરત (સલ૦) ની સાથે બરાબર જમીને રહ્યા (ડગ્યા નહિ) '**જઝાહુમુલ્લાહો ખયરા.**'

૧ એઓ પણ રસૂલુલ્લાહ (સલ૦) ની ઓરત છે. પહેલાં અબૂસલ્મા સહાબી (રદી૦) ના નિકાહમાં હતાં. તેમના મરણ પછી સને હિજરી ૪) માં આં હઝરત (સલ૦) સાથે નિકાહ થયા. સને હિજરી ૫૯) માં આએશા (રદી૦) ના મરણનાં બે વરસ પછી ચોર્યાસી (૮૪) વરસની ઉમરે એમની વફાત થઇ. ઇન્ના લિલ્લાહે વઇન્ના એલૈહે રાજેઉન.

કુલસૂમ છે. જે વખતે ફાતેમા (રદી૦) પયદા થયાં તે વખતે રસૂલુલ્લાહ (સલ૦)ની ઉમર પાંત્રીસ [1]વરસથી કંઇક વધુ હતી. તે ઝમાનો હતો કે કુરૈશ લોકો ખા'ના [2]કા'બાને નવેસરથી બનાવી રહ્યા હતા, ને આં હઝરત (સલ૦) ની નબૂવત ઝાહિર થવાને પાંચ વરસની વાર હતી. રસૂલુલ્લાહ (સલ૦) જેવા મહેરબાન બાપના છત્ર હેઠળ, ને ખદીજા (રદી૦) જેવાં માયાળુ અકલમંદ મા સાહેબાના ખોળામાં બહેનોની સાથે એમનું પાલણ પોષણ થતું રહ્યું. એમને પાંચમું વરસ શરૂ થયું હતું, કે આં હઝરત (સલ૦) નું તે નૂર ખુદા તઆલાએ પ્રકાશિત કર્યું; જેથી એકવાર આખી દુનિયા રૌશન થઇ ગઇ. હુઝૂર (સલ૦) પોતાના કામમાં મશ્ગૂલ હતા, ને ખુદાએ 'વહદહુ લાશરીકલહુ' નું નામ પુકારવાને અને તેની ઇબાદત કરવાને લોકોને સમઝાવતા હતા. ફાતેમા (રદી૦) ખદીજા (રદી૦) પાસે રહેતાં હતાં. ખદીજા (રદી૦) નું મરણ નિપજ્યું ત્યારે તેમની ઉમર લગભગ ચઉદ વરસની હતી. તેના ત્રણ વરસ પછી ઝાહિરમાં દુશ્મનોની તકલીફથી તંગ આવીને—અને ખરૂ જોતાં તો ખુદાનો હુકમ બજાવી લાવવાને માટે રસૂલુલ્લાહે (સલ૦) તે પ્રીય વતન (મક્કા શરીફ) ને છોડી દીધું; જેમાં આપની ઉમરના તેપન (૫૩) વરસ વીતી ચૂકયાં હતાં. (મક્કામાં હુઝૂર (સલ૦) તેપન વરસ રહ્યા હતા.) મદીને મુનવ્વરા તશરીફ લઇ ગયા અને ત્યાં ઇતમીનાનથી રહેવા લાગ્યા; ત્યાર પછી હુઝૂરે (સલ૦) ઉસામા બિન ઝૈદ અને અબૂ રાફેઅને મોકલાવી સઘળાં બાલ બચ્ચાંઓને મકકેથી મદીને બુલાવી લીધા. તેમાં ફાતેમા (રદી૦) પણ હતાં.

## ફાતેમા રદિયલ્લાહો અનહાની શાદી.

હવે જાણો કે ફાતેમા (રદી૦) ની ઉમર શાદીને લાયક થઇ ગઇ હતી. તેથી

૧ એકમત એ છે કે ફાતેમાનો જન્મ નબૂવતના એક વરસ પછી થયો. જે વેળા આં હઝરત (સલ૦) ની ઉમર એકતાલીસ વરસની હતી.

૨ ખા'ના કા'બાને હઝરત આદમ (અલે૦) થી પહેલાં ફરિસ્તાઓએ બનાવ્યું. ત્યાર પછી તેનું નિશાન મટી ગયું, તો ખુદા તઆલાના બતલાવ્યાથી આદમે (અલે૦) તેને બનાવ્યું. ત્યાર પછી તેમની ઔલાદ મરામત કરતી રહી. નૂહ (અલે૦) ના તુફાનમાં ડુબી ગયું, ને નિશાન ન રહ્યું. ઇબ્રાહીમ (અલે૦) ના ઝમાનામાં ખુદા પાકે તેમને હુકમ આપ્યો; તેથી તેઓ પોતાના છોકરા ઇસ્માઇલ (અલે૦) ને સાથે લઇને તેને બનાવ્યું. ત્યાર પછી હંમેશાં લોકો મરામત કરતા રહ્યા. આં હઝરત (સલ૦) ની નબૂવત પહેલાં જ્યારે હુઝૂર (સલ૦) ની ઉમર ૩૫) વરસની હતી. લોકો ખૂશબો જલાવી રહ્યા હતા ત્યારે પરદાઓમાં આગ લાગી, ને કા'બા બળી ગયું. લોકોએ હલાલ માલનો ચંદો જમે કરીને, ફરી તેને બનાવ્યું. આં હઝરત (સલ૦) પણ તેને બનાવવામાં શામિલ હતા. એ ઝમાનામાં ફાતેમા (રદી૦) પયદા થયાં. ત્યાર પછી અબ્દુલ્લાહ બિન ઝુબૈર (રદી૦) એ બનાવ્યું હતું. હુજ્જાજ ઝાલિમે તેમને શહીદ કરી નાંખ્યા, ને ખા'ના કા'બાને પણ તોડીને ફરીથી બનાવ્યું જે હમણાં મૌજુદ છે.

આં હઝરત (સલ૦) ને તે વિષેનો ખિયાલ હતો એક વખતે અબૂબકરે (રદી૦) પોતાની શાદી માટે આં હઝરત (સલ૦)ની ખિદમતમાં અરજ કરી હતી. પરંતુ હુઝૂરે (સલ૦) ફરમાવી દીધું હતું કે 'ફાતેમા હજી નાની ઉમરની છે. મોટી થશે તો જોઈ લેશું.' એવીજ રીતે ઉમરે (રદી૦) પોતાને માટે માંગણી કરી હતી તો તેમને પણ તેજ જવાબ મળ્યો હતો. હઝરત અલી (રદી૦) જે હમેશાંથી આપને ત્યાં પોતાના (સલ૦) બચ્ચાની માફક રહેતા હતા, ને ખદીજા (રદી૦) ના પછી સઉથી પહેલાં મુસલમાન થવાની ઇઝઝત હાસિલ કરી ચૂકયા હતા. હુઝૂર (સલ૦) ના તશરીફ લાવ્યાના ત્રણ દિવસ પછી મદીને આવી પહોંચ્યા હતા. એમની પણ શાદી હજી સુધી કહિં થઇ નહતી. હઝરત ઉમરે (રદી૦)જ હઝરત અલી (રદી૦) ને મશ્વેરો દીધો કે 'તમો તમારા નિકાહ માટે રસૂલુલ્લાહ (સલ૦) ને અરજ કરો. મારા–ને–અબૂબકર (રદી૦) ના વિષે તો હુઝૂર (સલ૦) નો અભિપ્રાય નહિ જણાતો.' ઉમ્મે અયમને પણ એજ કહ્યું કે 'તમો ફાતેમાને માટે જુરૂર અરજ કરો.' તેઓએ જવાબ આપ્યો કે જયારે હુઝૂરે (સલ૦) અબૂબકર (રદી૦)–ને ઉમર (રદી૦) ની સગાઈ (માંગા) ને કબૂલ નહિ રાખી ત્યારે તો મારી સગાઈને કેવી રીતે કબૂલ ફરમાવી લેશે!? ઉમ્મે અયમને કહ્યું કે "તમો રસૂલુલ્લાહ (સલ૦) ના કાકાભાઇ છો, ને અબૂ તાલિબના સાહબઝાદા છો. તમારો જુરૂર ખિયાલ કરશે" એ લોકોના સમઝાવ્યાથી અલી (રદી૦) ને મુનાસિબ લાગ્યું; તેથી તેજ ઇરાદાથી તેઓ આં હઝરત (સલ૦) ની ખિદમતમાં હાઝર થયા. રસૂલુલ્લાહ (સલ૦) અતિશય મહેરબાન–ને–નમ્ર આદત વાલા હોવા છતાં પણ તેમનો રો'બ–ને–હયબત એવાં હતાં, કે જયારે આપ (સલ૦) ચૂપચાપ રહેતા હતા, ત્યારે પણ કોઇ બોલી શકતું ન હતું. હઝરતઅલી (રદી૦) પોતાની મતલબને દિલમાં રાખી બેઠેલા હતા. વારે વારે ઇરાદો કરતા હતા, કે અરજ કરે; પરંતુ હિમ્મત થતી ન હતી. થોડીવાર પછી આં હઝરતે (સલ૦) પોતેજ ફરમાવ્યું કે 'અય અલી! કેમ બેઠેલા છો શું કંઇ કામ છે'? એમ પૂછવાથી તો એઓ વધુ શરમીંદા થઇ ચૂપચાપ રહ્યા. હુઝૂર (સલ૦) કલ્પનાથી તેમની હાલત–ને–મતલબને સમઝી ગયા. ને ઘણા પ્યારથી ફરમાવ્યું કે 'ફાતેમાની સાથે સંબંધ (સગાઇ) કરાવવાના ખિયાલથી આવેલા છો.' તેઓએ અરજ કરી કે બેશક એનાજ માટે હાઝર થએલો છું, ત્યારે હુઝૂરે (સલ૦) ફરમાવ્યું કે 'ઠીક છે, પણ એ બતલાવો કે મહરમાં દેવાને માટે કંઈ છે કે નહિ?' તેમણે અરજ કરી કે કાંઈ પણ નથી. 'મારી પાસે ફકત એક ઘોડો છે, ને એક ઝેરહ (બખ્તર).' હુઝૂરે (સલ૦) ફરમાવ્યું કે 'ઘોડાની તો તમને ઘણી જુરૂરત પડે છે. વારૂ, બખ્તર વેચી નાંખો' અલી (રદી૦) બખ્તર વેચીને રૂા. લાવ્યા. તેજ રૂપિયામાંથી ફાતેમાને માટે થોડી ખૂશબો વિગેરે મંગાવવામાં આવી. આપે (સલ૦)

*અનસ (રદી૦) ને ફરમાવ્યું કે. "જાઓ અબૂબકર (રદી૦), ઉમર (રદી), [1]તલહા (રદી૦), ઝુબૅર (રદી૦) અને [2]અનસાર લોકોને બુલાવી લાવો" જ્યારે બધા લોકો એકઠા થઈ ગયા ત્યારે હુઝૂરે (સલ૦) ઘણો સારો ખુત્બો પઢયો. તેમાં ખુદા તઆલાની તા'રીફ–ને–નિકાહનું વર્ણન હતું. ખુત્બો પુરો કરીને હુઝૂરે (સલ૦) ફાતેમા (રદી૦) ના નિકાહ અલી (રદી૦) ની સાથે કરી દીધા, અને મહર માટે [3]ચારસો મિસ્કાલ ચાંદી મુકરર ફરમાવી, ને ખારેકોથી ભરેલો ખુન્ચો લોકોમાં લૂટાવી દીધો. મદીને આવ્યાના બીજે વરસે રમઝાનુલ મુબારકના મહિનામાં એ મુબારક નિકાહ થયા. જે ઘરમાં સબ્ર–ને–શુક્ર વડેજ દહાડા ગુઝરતા હોય, ને મહિનાઓ સુધી ચુલામાં આગ સળગતી નહિ હોય, ત્યાં શાદીને માટે શું સામાન હોત! જે ચુનિંદા બન્દાએ દુનિયા પ્રત્યે વલણ પણ ન કરી હોય, અને તંગ–ને–ભૂખ્યા રહેવાને પોતાને માટે દોલત–ને–ઇઝ્ઝત ગણી હોય, તેમને ત્યાં જહેઝમાં દેવાને માટે શું નિકળતું!? જેમણે દીન દુનિઆના સરદાર થઇને પણ પોતાની ઉમર એક ચટાઈ ઉપર સૂઇ કરીને ગુઝારી હોય. જેથી તેમના નરમ–ને–નાઝુક બદનમાં નિશાન પડી જતાં હોય, ને પોતાને દુનિયામાં મુસાફર ગણાતા હોય; ત્યાં એવી વ્હાલી સાહબઝાદીના નિકાહમાં પણ શું શણગાર કરવામાં આવત. જહેઝ શું હતું. એક ચાદર, એક તકીયો (જેમાં છાલ ભરેલી હતી, બે મશ્કીઝા (નાની મશકો.) ને ચકકી.

---

*અનસ (રદી૦) આં હઝરત (સલ૦) ના સહાબી, ને ખાસ ખાદિમ છે, તેમની વાલેદા સાહેબાએ હુઝૂર (સલ૦) ની ખિદમત માટે મુકરર કરી દીધા હતા, તે વેળા તેમની નવ વરસની ઉમર હતી. એમણે હુઝૂર (સલ૦) ની દશ વરસ લગણ ખિદમત કરી છે. હુઝૂર (સલ૦) ની વફાત પછી બસરા જઇ રહેતા હતા. સને હિજરી ૯૧, માં લગભગ સો વરસની ઉમરે વફાત થઈ. હજારો એમના શાગિર્દો છે. કારણ એમનાથી હદીસો સાંભળેલી છે. આં હઝરત (સલ૦) ની દુઆની બરકતથી એમને (અનસ (રદી૦) ને) લગભગ આશરે એકસો વીશ છોકરાં છૈયાં હતાં.

૧ તલહા અને ઝુબૅર મશહૂર સહાબીઓ છે. જે દશ માણસોને જન્નતમાં જવાની ખૂશ ખબરી હુઝૂરે (સલ) પોતાની હયાતીમાં આપી હતી તેઓમાંના એ બે પણ છે. બન્નેની ઉમર ૬૪, વરસની થઈ, અને સને હિજરી ૩૬, માંજ બંનેની વફાત થઈ. બધા જેહાદોમાં આં હઝરત (સલ૦) સાથે રહ્યા. 'ઓહદ'ની લડાઇમાં તલહા (રદી૦) એ પોતાના બન્ને હાથ રસૂલુલ્લાહ (સલ૦) ના ચહેરાએ મુબારક આગળ ધરીને તીરોને રોકયા. જેથી તેમના હાથો ચારણી થઇ ગયા. ઝુબૅર (રદી૦) આં હઝરત (સલ૦) ના ફોઇભાઇ પણ થાય છે.

૨ મદીનાના જે લોકો રસૂલુલ્લાહ (સલ૦) થી મુરીદ થઇને આપને મદીને બુલાવેલા, અને આપની ખિદમત ને પરોણાચાકરી કરી હતી તેઓને 'અનસાર' કહે છે. અને જે લોકો વતન છોડી હુઝૂર (સલ૦) સાથે મદીને આવી રહ્યા હતા, તેમને 'મુહાજેરીન' કહે છે.

૩ એના અંગ્રેજી કલદાર એકસો પચાસ (૧૫૦) રૂપિયા થાય છે.

જાણે કે ફાતેમા (રદી૦) નબી (સલ૦) નાં સાહબઝાદી હતાં, છતાં પણ આખિર તો નવજુવાન છોકરી હતાં. જયારે તેઓએ સાંભળ્યું કે "મારા નિકાહ એવી તરેહ થઇ ગયા કે બીજો સામાન તો શું હોત. મહર દેવાને માટે ધણીને બખ્તર પણ વેચી નાંખવી પડી." એ માટે તેઓ રડવા માંડયાં. આં હઝરતે (સલ૦) ફરમાવ્યું કે 'બેટી! શા માટે રડે છે, એ કેટલી બધી ખુશીની વાત છે, કે મેં તમારી શાદી એવાં માણસથી કરી દીધી કે જે દુનિયામાં પણ સરદાર છે, અને તે આખેરતમાં પણ. દુનિયામાં વગર સામાનથી રહીને ઝિંદગી ગુઝારી દો. ત્યાર પછી આખેરતમાં તમો જન્નતની ઓરતોની સરદાર થશો.' મદીના, રસૂલુલ્લાહ (સલ૦) નું અસલ વતન તો હતુંજ નહિ. હુઝૂર (સલ૦) અને આપની સાથે આવનારા બધા મુસાફર હતા. અનસાર લોકોએ થોડાંક ઘરો આપેલાં હતાં; અથવા તો કોઇએ ખરીદ કરી લીધું હતું. તેમાં રહેતા હતા. રસૂલુલ્લાહ (સલ૦) હજી સુધી *અબૂઅયૂબ અનસારી (રદી૦) ના ઘરમાં રહેતા હતા. જયારે અલી (રદી૦) ના નિકાહ ફાતેમા (રદી૦) થી થઈ ગયા ત્યારે અલી (રદી૦) એ એક ઘર ભાડે રાખ્યું, ને તેમાં રહેવા માંડયું. રસૂલુલ્લાહ (સલ૦) ને અરજ કરવામાં આવી કે 'હુઝૂર! હારેસા બિન નો' માન (મદીનાના રહેનાર સહાબી.) ને ફરમાવો તો ઠીક થાય. તેમના ઘરમાં અમોને આરામ મલશે. આપે ફરમાવ્યું કે 'મને તેમને કહેતા શરમ આવે છે. એ ખબર હારેસા (રદી૦) ને પણ પહોંચી ગઇ. તેમણે હુઝૂર (સલ૦) ની ખિદમતમાં આવી અરજ કરી કે 'યા હઝરત (સલ૦)! જેઓ (એટલે ફાતેમા (રદી૦) ને અલી (રદી૦)) ને ઘરની ઝુરૂરત છે, તેઓ મારા જીવથી વધારે વ્હાલાં છે. મકાન તૈયાર છે. આપે (સલ૦) તેમની એ મુરવ્વત-ને-હિમ્મતને જોઇ દુઆ આપી. હારેસા (રદી૦) એ પોતાનું એક ઘર અલી (રદી૦) ને માટે ખાલી કરી દીધું. તેઓ ફાતેમા (રદી૦) ની સાથે તે ઘરમાં રહેવા લાગ્યા. એટલી શક્તિ તો તે ઝમાનામાં એ મુબારક, ને પવિત્ર ખાનદાનને કયાં હતી કે કામકાજ માટે નોકર-ચાકર રાખતાં, કે લોંડી ગુલામ હોત. હઝરત અલી (રદી૦) આં હઝરત (સલ૦) ના ઈશારાથી સમઝી ગયા હતા; તેથી કરીને પોતાની વાલેદા સાહેબા (જેમનું નામ ફાતેમા (રદી૦) બિનતે અસદ હતું.) કહી દીધું હતું કે 'ખાણું વિગેરે રાંધવું, ને ઘરનું કામકાજ રસૂલુલ્લાહ (સલ૦) ની સાહબઝાદી કરતી રહેશે, ને પાણી વિગેરે લાવવું બહારનું કામ તમો કરી આપજો.'

---

* અબૂઅયૂબ મશહૂર સહાબી છે. પહેલા ઝમાનાના આલિમોની ઔલાદમાંથી હતા. આં હઝરત (સલ૦) મદીને આવ્યા ત્યારે પ્રથમ હુઝૂર (સલ૦) સાત મહિના લગી તેમના ઘરમાં રહ્યા. હુઝૂર (સલ૦) ની વફાત પછી એઓ દરેક જગ્યાએ અલી (રદી૦) ની સાથે રહ્યા. એક વખતે જેહાદમાં 'ઇસ્તમબોલ' ગયા હતા ત્યાંજ મરણ પામ્યા તેમની કબ્ર ઘણી મશહૂર છે.

એ જાણી લોકોને તા'જુબ થશે કે રસૂલુલ્લાહ (સલ૦)ની સાહબઝાદી પોતાના હાથથી ઘંટી ફેરવતાં હતાં. બેશક તે ખાસ ખુદાના બન્દાઓએ પોતાની ઉમર એવીજ તરેહ પુરી કરી દીધી. દુનિયાની તકલીફોને તેઓ થોડા દિવસ માટેનીજ ગણતા હતા, ને અયશ-ને-ઇશરતનો કશો ખિયાલ રાખતા ન હતા. તેમનાં ઇમાનમાં શક્તિ હતી. જે નેઅમતોનો ખુદાએ તેમને વાયદો આપ્યો હતો. તેઓને જાણે તેઓ આંખોથી જોઇ રહ્યાં હતાં. તેઓએ આ થોડા દિવસની તકલીફોને એવી રીતે સહન કરી લીધી, જેવી રીતે રાતની ઇન્તેઝારી-ને-ઇફતારની ખૂશીને માટે રોઝદાર સબ્રની સાથે પોતાના રોઝાને રાખી લે છે.

ઘંટીમાં દળતાં દળતાં ફાતેમા (રદી૦) ના નરમ હાથોમાં આંટણ (છાલા) પડી ગયાં હતાં, ને ચુલાની આંચથી ચહેરાની ચમક જતી રહી; પરંતુ તેઓએ તેની કંઈ દરકાર પણ નહિં કરી. બેશક એથી અલી (રદી૦) ને ઘણું દુઃખ પહોંચતું હતું. એક વેળા રસૂલુલ્લાહ (સલ૦) પાસે થોડાં લૉંડી ગુલામ આવ્યાં હતાં, ને આં હઝરત (સલ૦) પોતાના સહાબાને આપતા હતા. અલી (રદી૦) એ ફાતેમા (રદી૦) ને કહ્યું કે 'તમો પણ જઇને કહો કે કોઈ લૉંડી ગુલામ આપણને પણ દીએ. જેથી કામકાજની મહેનતથી છુટકારો થાય.' ફાતેમા (રદી૦) એજ ઈરાદાથી હુઝૂર (સલ૦) ની પાસે ગયાં; પરંતુ તે વેળા આપ (સલ૦) ઘેરે નહિ મલ્યા. તેથી તેઓ આએશા (રદી૦) ને કહીને ચાલાં આવ્યાં. આપ (સલ૦) ઘેર તશરીફ લાવ્યા ત્યારે આએશા (રદી૦) એ બ્યાન કર્યું કે 'ફાતેમા આવી હતી, તેને લૉંડી ગુલામની ઝુરૂરત છે,' એશા પછી આપ (સલ૦) ફુર્સતે ફાતેમા (રદી૦) ને ત્યાં તશરીફ લઈ ગયા, ને ત્યાં બેસીને ફરમાવ્યું કે 'ફાતેમા! તું મારી પાસે ખિદમતગારની માંગણી કરવાને માટે આવી હતી. લૉંડી, ગુલામ, ને નોકર-ચાકર તો દુનિયામાં આરામ પહોંચાડે છે. પણ તમોને એવી ઉમદા વાત બતલાવી દઉં છું, જે આખેરતમાં નફો દેનારી હોય. જે વખતે સુવા માંડો તે વખતે **તેંત્રીસ (૩૩) વાર સુબ્હાનલ્લાહ, તેંત્રીસ (૩૩) વાર અલહમદો-લિલ્લાહ, ને ચોત્રીસ (૩૪) વાર અલ્લાહો અકબર પઢી લ્યા કરો.**

નેકબખ્ત સાહબઝાદી, ને સાચા નસીબવંત જમાઇએ તે સાચા ખયરખ્વાહ બંને જહાનના સરદારનું કહેવું ખરા અંતઃકરણથી કબૂલ રાખ્યું, ને સખ્તમાં સખ્ત અંદેશાં-ને-ફિકરની રાત્રે પણ તે વઝીફાને છોડયો નહિ, ને ખિદમતગાર મલવા ન મલવાનો કદી પણ દિલમાં ખિયાલ આણ્યો નહિ. મકબૂલ નબી (સલ૦) ની તાલીમ એ હતી, કે હર જગ્યાએ આખેરતને દુનિયાથી ચઢયાતી રાખવી એ શિખાડવામાં આવતું હતું. હુઝૂર (સલ૦) નાં વ્હાલાં બચ્ચાંઓ માટે તેજ વાત પસંદ કરવામાં આવતી હતી, જેની બીજાંઓને નસીહત કરવામાં આવતી હતી. એ ન હતું કે પોતે સુખ ચેનથી રહે અને બીજાંઓને દુનિયા છોડવાની હિદાયત કરે. સાહબઝાદી સાથે

ઘણીજ મોહબ્બત હતી. તેમની તકલીફથી હુઝૂર (સલ૦) ને તકલીફ પહોંચતી હતી. ગુલામ, લોંડી આપીને તેમને તકલીફ મહેનતથી બચાવી લેવાની શકિત પણ હતી. પણ આ દુનિયાનું દુઃખ ને દરદ સહન કરવું એ તેમને માટે આખેરતનો અયશ ને ભલાઇનો સબબ ખિયાલ ફરમાવ્યો. હજારો સલામ-ને-દરૂદ હોજો એવા સાચા નબી (સલ૦) પર, અને તેમની આલ વ અસહાબ પર.

હઝરત અલી (રદી૦) ને ફાતેમા (રદી૦) માં અરસપરસ અતિ મોહબ્બત ને સંપ હતાં. વળી ફાતેમા (રદી૦) હુઝૂર (સલ૦) ની સાહબઝાદી હતાં. તેથી કરીને અલી (રદી૦) એક કિસમનો અદબ પણ કરતા હતા. તેઓ પોતાના તાઅ્ઝીમ કરવા લાયક ધણીની સંપૂર્ણ રીતે ફરમાંબરદારી કરતાં હતાં. એક દિવસ રસૂલુલ્લાહ (સલ૦) ફાતેમા (રદી૦) ને ત્યાં તશરીફ લઈ ગયા, ને અલી (રદી૦) ને ઘરમાં ન જોયા, ત્યારે આપે પૂછયું. ફાતેમા (રદી૦) એ કહ્યું કે કંઈ ગુસ્સે થઇને બહાર ચાલ્યા ગયા છે. હુઝૂરે (સલ૦) શોધ, ખોળ કરી તો મસજીદમાં સૂતેલા હતા, ને ચાદર ઝમીન ઉપર પડેલી હતી તે માટીથી ભરાઇ ગઈ હતી. આપે પાસે જઇ અતિ મહેરબાનીથી ફરમાવ્યું કે 'અય અબૂતોરાબ ઉઠો! અય અબૂતોરાબ ઉઠો!' તેમને ઉઠાડીને ઘેર લઈ ગયા, ને તેમની દિલગીરી મટાડી દીધી. ત્યારથીજ તેમને '**અબૂતોરાબ**' એટલે 'મટોડીપર સુવાવાલા' કહેવા લાગ્યા.

## ફાતેમા રદિયલ્લાહો અનહાની ઔલાદ.

એમાં ખુદાતઆલાની મોટી હિકમત હતી કે રસૂલુલ્લાહ (સલ૦) ના સાહબઝાદાઓ નાની ઉમરમાંજ દુનિયાએ ફાનીથી સિધાવી ગયા હતા. ફકત છોકરીની ઔલાદથી હુઝૂર (સલ૦) ની નસલ, (ઔલાદ, કુટુંબ.) દુનિયામાં ફેલાઈ. વળી છોકરીઓમાં પણ ફાતેમા (રદી૦) ની ઔલાદજ બાકી રહી. એમની બહેન ઉમ્મે કુલસૂમને તો ઔલાદજ નહિ થઇ. સઉથી મ્હોટી બહેન ઝયનબને એક છોકરો પયદા થઇને નાની ઉમરમાં મરી ગયો હતો. એક છોકરી ઉમામા જીવતી રહી હતી. તેમની સાથે અલી (રદી૦) એ ફાતેમા (રદી૦) ના મરણ પછી નિકાહ કર્યો હતા; પણ છેવટે તેઓ પણ વગર ઔલાદે દુનિયાથી સિધાવી ગયાં. ત્રીજી બહેન રૂકૈયાને પણ કંઇ ઔલાદ થઈ નહિ. ×ફાતેમા (રદી૦) ને ત્રણ દીકરા હતા-હસન, હુસેન-ને-મોહસન, અને ત્રણ દીકરી હતી-ઝયનબ, ઉમ્મેકુલસૂમ ને રૂકૈયા. ઇમામ હસન ને હુસૈન તો તે મશહૂર શહીદો છે, જેમની યાદ કિયામત સુધી સઘળાં મુસલમાનોને લોહીનાં આંસુથી

× ફાતેમા (રદી૦) એ પોતાની બહેનોનાં જે નામો હતાં તેજ પોતાની છોકરીઓનાં નામો રાખ્યાં હતાં. અરબ લોકોમાં સગાં વ્હાલાંનાં તેનાં તેજ નામો રાખવાનો દસ્તુર હતો. કેટલી વખત તો બાપ અને દીકરાનું પણ એકજ નામ રાખતા હતા. જેમકે ઔસ બિન ઔસ.

રોવાડશે. ને રસૂલુલ્લાહે (સલ૦) તેમના વિષે ફરમાવ્યું છે કે 'તેઓ જન્નતના જુવાનોના સરદાર છે.'

ઉમ્મે કુલસૂમ (રદી૦) તે છે; જેમની શાદી ઘણી ખૂશી સાથે હઝરત અલી (રદી૦) એ હઝરત ઉમર (રદી૦) ની સાથે કરી દીધી હતી. અલી (રદી૦) એ ઝયનબની શાદી પોતાના ભાઇ જઅફરના દીકરા અબ્દુલ્લાહની સાથે કરી દીધી હતી. એઓ સખાવતમાં ઘણાજ પ્રખ્યાત હતા. મોહસન અને રૂકૈયા ઘણી નાની ઉમરમાં દુનિયાથી કુચ કરી ગયાં. તેથી આજે દુનિયામાં રસૂલુલ્લાહ (સલ૦)ની ઔલાદ, તેજ બન્ને ફાતેમા (રદી૦) ના સાહબઝાદા હસન ને હુસેન (રદિયલ્લાહો અનહુમા) થી જારી છે. રસૂલુલ્લાહ (સલ૦) ને પોતાની સાહબઝાદીથી ઘણીજ મોહબ્બત હતી. સઉ સાહબઝાદીઓથી વધારે તેમના ઉપર પ્યાર હતો. જ્યારે કહિં સફરે જતા ત્યારે સઉથી છેલ્લાં તેમને મલીને જતા, ને જ્યારે સફરથી આવતા ત્યારે સઉથી પહેલાં તેમને મલતા. જો કોઇ વેળા ફાતેમા (રદી૦) હુઝૂર (સલ૦) ને મલવાને આવતાં તો આપ (સલ૦) તેમને અતિ પ્યારથી લગોલગ પોતાની કને બેસાડતાં. તેમની જૂજ તકલીફ પણ આપ (સલ૦) થી જોઇ શકાતી ન હતી. એક વેળા અલી (રદી૦) એ *અબૂજહલની છોકરી સાથે નિકાહ કરવાનો ઈરાદો કર્યો. એ માટે છોકરીવાલાઓને ફિકર ઉત્પન્ન થઇ, કે કદાચ એ વાત આં હઝરત (સલ૦) ને નાપસંદ લાગે. તેથી તેઓ હુઝૂર (સલ૦) ની પરવાનગી લેવાને આવ્યાં. એ વેળા ફાતેમા (રદી૦) એ પણ અરજ-કરી કે "જુઓ, સઉ લોકો પોતાની છોકરીઓની તરફદારી કરે છે, પણ હુઝૂર (સલ૦) કંઇજ ખિયાલ નહિ કરતા. હવે અલી (રદી૦) અબૂજહલની છોકરી સાથે-શાદી કરીને મારા ઉપર સૉકય લાવી બેસાડશે." એ વાત સાંભળીને, અને ફાતેમા (રદી૦) ને દિલગીર થયેલાં જોઇને આં હઝરત (સલ૦) ના દિલ ઉપર એક ચોટ લાગી. તેથી આપ (સલ૦), મસ્જિદમાં જઇને, મિમ્બર ઉપર, ઉભા થયા, ને લોકોને ફરમાવ્યું કે "હિસામ બિન મોગીરાના ખાનદાનના લોક પોતાની છોકરીના નિકાહ-અલી (રદી૦) ની સાથે કરી દેવાને માટે મારી પરવાનગી લેવાને આવ્યા હતાં. હું કદી પરવાનગી આપી નહિ શકતો. એ બનવા જોગ નથી કે રસૂલુલ્લાહ (સલ૦)-ને-ખુદાનો દુશ્મન અબૂજહલની છોકરી એક ઘરમાં એકઠી હોય. અગર જો અલી (રદી૦) ને એ મંઝૂર છે તો અમારી સાહબઝાદી ને તલાક આપી દયે, ને બીજા નિકાહ કરી લ્યે" યાદ રાખો કે 'ફાતેમા (રદી૦) મારા કલેજાનો ટુકડો છે. તેના દિલગિર થયાથી હું દિલગીર થાઉં છું, ને તેની તકલીફથી મને તકલીફ થાય છે.'

* અબૂજહલ એક મશહૂર ઘણો કટ્ટો કાફિર હતો; પરંતુ તેની છોકરી અને કેટલાક છોકરાઓ ઘણાં સાચાં મુસલમાન થઇ ગયાં હતાં. અબુજહલના બાપનું નામ હિશામ બિન મોગીરા હતું.

રસૂલલ્લુલ્લાહ (સલ૦) ની એ નારાઝી જોઇને અલી (રદી૦) એ કાનો પર હાથ ધર્યો, ને જ્યાં સુધી ફાતેમા (રદી૦) જીવતાં રહ્યાં ત્યાં સુધી બીજા નિકાહનું નામ ન લીધું. આએશા (રદી૦) કહે છે કે "આં હઝરત (સલ૦) ની વફાત થયાના થોડા દિવસ પહેલાં એક વખતે અમો સરવે ઘરમાં હતાં. તે પ્રસંગે ફાતેમા આવ્યાં. હુઝૂરે (સલ૦) આપની આદત પ્રમાણે ઘણા પ્યારથી પોતાની પાસે બેસાડયાં, ને ફાતેમા (રદી૦) ના કાનમાં કંઇ વાત ધીમેથી કહી, તેને સાંભળીને તેઓ રડવાં લાગ્યાં, ત્યાર પછી ફરી કંઇ હુઝૂરે (સલ૦) ફરમાવ્યું તો હંસવા માંડયું. એ જોઇને મને અચંબો થયો. ત્યાંથી ઉઠવા પછી મેં ફાતેમા (રદી૦) ને પૂછયું કે બતલાવો તો ખરાં કે આજના રડવામાં, ને પૂરી જલદી હંસી દેવામાં શું ભેદ હતો ?" ફાતેમા (રદી૦)એ કહ્યું કે 'હુઝૂર (સલ૦) એ મને જે વાત પોશીદા (છુપી) કહેલી છે, તેને હું ઝાહિર નહિ કરીશ.' આં હઝરત (સલ૦) ની વફાત પછી મેં કહ્યું કે, 'લો, ફાતેમા હવે તો વખત વીતી ગયો. માટે હવે તો બતલાવી દો.' ફાતેમા (રદી૦) એ કહ્યું કે, હાં, હવે બતલાવવામાં કશી હરકત નથી. હવે હું બતલાવી દઉં છું.' તે આ છેઃ– હુઝૂરે (સલ૦) ફરમાવ્યું હતું કે 'રમઝાનમાં જિબરઇલ (અલૈ૦) મારી સાથે એક વાર કુર્આને મજીદનો દોર કરતા હતા, પણ આ વરસે બેવાર (દોર) કર્યો. એથી જણાય છે કે મારી વફાતનો વખત નઝદીક છે.' એ સાંભળતાંજ મારી આંખોમાંથી ધડ ધડ આંસુ જારી થઇ ગયાં, ત્યાર પછી હુઝૂરે (સલ૦) ફરમાવ્યું કે, 'સાંભળો સર્વે સગાં વ્હાલાંઓથી વહેલાં તમો જન્નતમાં જઇને મને મલશો. ને તમો જન્નતની ઓરતોની સરદાર થશો.' એ વાતથી મને ખૂશી થઇ, ને હંસવા માંડયું.

જેવી રીતે આં હઝરત (સલ૦) ને પોતાની સાહબઝાદીની સાથે મોહબ્બત હતી, તેવીજ રીતે જમાઇ ને–નવાસાઓ પર પણ અતિ મોહબ્બત–ને–પ્યાર હતાં. ફરમાવતા હતા કે 'જે મારો દોસ્ત છે તે અલી (રદી૦)નો પણ દોસ્ત છે. કદી એમ પણ ફરમાવતા હતા કે 'અય અલી ! તમો દુનિયા ને આખેરતમાં મારા ભાઇ છો.' પછી તો નવાસાઓની મોહબ્બતની વાતજ શી કરવાની ! એથી વધારે શું થઇ શકે છે, કે હુઝૂર (સલ૦) આપના બન્ને નવાસાઓને પોતાના મુબારક ખભાઓ ઉપર બેસાડતા હતા, ને કદી બન્નેને ખોળામાં બેસાડતા, ને જોઇને ખૂશ થતા. એક દિવસે આપ (સલ૦) ફાતેમા (રદી૦) ને ત્યાં તશરીફ લાવ્યા. તે વખતે ફાતેમા (રદી૦) સૂતેલાં હતાં. હુસૈન (રદી૦) એ પાણી માંગ્યું. હુઝૂરે (સલ૦) ઉઠીને પાણી દેવા માંડયું તો હસન (રદી૦) તે પીવાને માટે દોડી આવ્યા. આપે (સલ૦) તેમને ખસેડી દઇને હુસૈન (રદી૦) ને પાણી પીવાડી દીધું. ફાતેમા (રદી૦) એ પૂછયું કે 'યા હઝરત ! આપને હુસૈન (રદી૦) ની સાથે વધુ મોહબ્બત છે ?' આપે (સલ૦) ફરમાવ્યું કે 'નહિ, બન્ને સરખા છે, ને મારાં દિલની રાહત છે. પણ હુસૈન (રદી૦) એ પાણી પહેલાં માંગેલું હતું. તેથી મેં તેને પીવાડયું. અય ફાતેમા ! તમો, તમારો

ધણી, ને એ બચ્ચાં મારી સાથે જન્નતમાં, બધાં એક જગ્યાએ હોવાના.' રસૂલુલ્લાહ (સલ૦) ની સાથે મોહબ્બત રાખવી તો હરએક મુસલમાન પર ફરજ છે, ને જેના દિલમાં હુઝૂર (સલ૦) ની મોહબ્બત ન હોય તો તેનું ઇમાન ઠેકાણે નથી. ફાતેમા (રદી૦) ને તે બન્ને જહાનના સરદાર, ને પોતાના વ્હાલા બાપથી એવી મોહબ્બત હતી. જાણે કે દુનિયામાં કોઇને પોતાના બાપથી એવી ન હશે. જ્યારે હુઝૂર (સલ૦) 'ઓહદ' ની લડાઈથી પાછા ફર્યા ત્યારે ફાતેમા (રદી૦) એ સાંભળ્યું કે આપ (સલ૦) ના ચહેરા મુબારક ઉપર ઝખ્મ લાગી ગયેલો છે, તે વખતે તેઓ બેચયન થઈ ગયાં, અને દોડી આવ્યાં. અલી (રદી૦) ઢાલમાં ભરીને પાણી લાવતા હતા, ને ફાતેમા (રદી૦) પોતાના હાથથી ધોતાં હતાં. જ્યારે લોહી બંધ થઇ ગયું ત્યારે તેઓએ ચટાઈ બાળીને તેની રાખોડી ભરી દીધી, ને પાટો બાંધી દીધો. જ્યાં સુધી ફાતેમા (રદી૦) હુઝૂર (સલ૦) ને ન જોતાં ત્યાં સુધી ચેયન પડતું ન હતું. આં હઝરત (સલ૦) દુનિયાથી સિધાવ્યા ત્યારે તો ફાતેમા (રદી૦) ને જીવવું મુશ્કેલ થઇ પડયું, ને એજ તકલીફમાં જાન દઇ દીધો, ને જન્નતમાં જઇને હુઝૂર (સલ૦) ને જોયા.

## ફાતેમા રદિયલ્લાહો અનહાની વફાત.

ફાતેમા (રદી૦) ની અઠાવીસ (૨૮) વરસની ઉમર હતી, એટલામાં તે બરહક–માર્ગદર્શક (રહનુમા)-ને–બન્ને દુનિયાના સરદાર રસૂલુલ્લાહ (સલ૦) નો દુનિયાએ ફાનીથી સિધાવવાનો વખત આવી લાગ્યો. માટે આપ (સલ૦) બધા દોસ્તો, ખાદિમો અને સગાંવ્હાલાંઓને રડતાં છોડીને, ને ફાતેમા (રદી૦) ને યતીમીનો દાઘ લગાડીને આ ફાની જગતમાંથી તશરીફ લઈ ગયા. કોણ કમનસીબ હતો જે એ ગમથી બેતાબ થયો ન હોય ! રસૂલે ખુદા (સલ૦) હોવાની સાથે પોતાની ઔલાદથી મોહબ્બત પણ બરાબર સારી રીતે હોય એવા બાપનો છાંયડો જતો રહેવાથી ફાતેમા (રદી૦) ની તો હાલતજ બદલાઇ ગઇ. દુનિયાથી દિલ ઠંડું થઇ ગયું. જિંદગી ગાળવી મુશ્કિલ દેખાવા લાગી. કદી અનસ (રદી) ને પૂછતાં હતાં કે 'અય અનસ ! રસૂલુલ્લાહ (સલ૦) ઉપર મટોડી નાંખવું એ તમારા દીલે કેમ પસંદ રાખ્યું?' હઝરત અનસ (રદી૦) ની આંખોમાંથી ધડધડ આંસુ નિકળી પડયાં, ને જવાબ આપ્યો કે ખુદાના હુકમ આગળ માથું નમાવ્યા સિવાય બીજો કશો ઉપાય નથી.

દુનિયામાં હરકોઇને હલકાથી હલકા દરજાના બાપના મરણથી ગમ થાય છે તેવારે તો આવા બાપના વિષે જે કંઇ દિલગીરી થાય તે તો ઓછી છે ફાતેમા (રદી૦) ઉપર એ દુઃખ એવું આવી પડયું કે આખરે એમાંજ જાન દઇ દીધો. ગમનો રોગ લાગી ગયો, ને જાણે હુઝૂર (સલ૦) દુનિયાએ ફાનીથી કુચ કરી જતાંજ ફાતેમા (રદી૦) બીમાર થઈ ગયાં. છ મહિના જીવતાં રહ્યાં, પણ કોઇ દિવસ કોઇએ તેમને હંસતાં, બોલતાં ન જોયાં. ખરૂં છે, દિલનો દાઘ બુરો હોય છે. છેવટે માણસને

પીગળાવી દે છે. જે બચ્ચાંઓ નાના સાહેબના સિધાવી ગયાનું દુ:ખ વેઠી ચૂક્યાં હતાં, તેઓ મા સાહેબાની બીમારીને જોઇને ડરી જતાં હતાં, ને રડતાં હતાં. ને વળી અલી (રદી૦) ની હયરાનગતિ પણ કંઇ ઓછી નહતી. દીન ને દુનિયાના મદદગાર ને ખયરખ્વાહની જુદાઇનો પહાડ માથા ઉપર પડી ચૂક્યો હતો. એટલા માટે બચ્ચાં ડરતાં હતાં કે આ હમદર્દ (મા સાહેબા.) પણ અમને નિરાધાર છોડીને સિધાવી ન જાય.

ગમ ખાનાર-ને-દુ:ખમાં સાથે રહેનારી બીબી હોવાના વતરોક હવે અલી (રદી૦) ફાતેમા (રદી૦) ને રસૂલુલ્લાહ (સલ૦) ની નિશાની (યાદગાર.) પણ ગણતા હતા.

શરમ-ને-હયાના જોહર (ગુણ.) રસૂલુલ્લાહ (સલ૦) ની સાહબઝાદીને ન મળત તો પછી તે કોને મળત. ફાતેમા (રદી૦) એટલાં બધાં શરમાળ હતાં કે સહેજ વાતમાં પાણી પાણી થઇ જતાં હતાં. રસૂલુલ્લાહ (સલ૦) ની પાસે થોડી ઘણી ઝમીન, ને કેટલાંક ઝાડો હતાં. આપ (સલ૦) તેની આમદાનીમાંથી બીબીયોનો ખર્ચ આપી દેતા, ને તેની બાકીની આમદાની દીનનાં કામોમાં ખર્ચ કરી નાંખતા હતા. હુઝૂર (સલ૦) ની વફાત પછી દસ્તુર મુજબ ફાતેમા (રદી૦) એ એ સમજ્યું કે 'એ ઝમીન વિગેરે મને મળવી જોઇએ.' તે માટે તેઓ અબૂબકર (રદી૦) (રસૂલુલ્લાહ (સલ૦)ના પહેલા ખલીફા) પાસે ગયાં, ને તેની માંગણી કરી. અબૂબકર (રદી૦) એ જવાબ આપ્યો કે રસૂલુલ્લાહ (સલ૦) ફરમાવી ગયા છે કે અંબીયાના માલનો કોઈ વારેસ થતો નથી. જે કંઇ પાછળ તેઓ મૂકી જાય છે, તે ખુદાના રસ્તામાં (નેક કામોમાં) ખર્ચ કરવામાં આવે છે. જાણે કે એમાં ફાતેમા (રદી૦) નો વાંક-કસુર નહતો, ને તેમને હુઝૂર (સલ૦) ના એ હુકમની ખબર પણ ન હતી; તે છતાં પણ એ ખિયાલ કરીને, કે લોકો કહેશે, કે રસૂલુલ્લાહ (સલ૦) ની સાહબઝાદી માલ-મિલકત માંગવાને ગઇ હતી. માટે એટલી બધી શરમ લાગી કે તરતજ પાછા ફર્યાં, ને પછી જ્યાં સુધી જીવતાં રહ્યાં ત્યાં સુધી તેઓ તે વાતને જીભે લાવ્યાં નહિ. તે ઝમાનામાં જેવી રીતે મરદોના જનાઝાને લઇ જવામાં આવતો હતો તેવીજ રીતે ઓરતોના જનાઝાને પણ લઇ જવામાં આવતો હતો. કોઈ પરદો રાખવામાં આવેલો નહતો. ફાતેમા (રદી૦) ને એ વિષે ઘણી ફિકર હતી, એટલા માટે કે મારો જનાઝો બહારથી જશે, ને લોકો જોશે. મરણ પામ્યાના કેટલાક દિવસ અગાઉ તેઓએ (ફાતેમા (રદી૦) એ) અબૂબકર (રદી૦) ની બીબી *અસમાઅ

* અસમાઅ બિનતે ઉમૈસ પહેલાં અલી (રદી૦) ના ભાઇ જઅફર (રદી૦) ના નિકાહમાં હતાં. જ્યારે મક્કેથી કેટલાંક મુસલમાનો, કાફિરોના તકલીફથી છુટકારો થાય, એટલા માટે 'હબશા' ના મુલકમાં ગયાં. તે વેળા એઓ પણ જઅફર (રદી૦) ની સાથે ત્યાં ગયાં હતાં, ને ત્યાં ઝિંદગી ગાળતાં હતાં, ને ત્યાંજ ત્રણ બચ્ચાં પણ પયદા થએલાં હતાં. ત્યાંથી મદીને પાછા

વધુ માટે જુઓ પા૦ ૪૩ ની નોટ

(રદી૦) ની આગળ એ વિષે વાત કરી હતી. તેઓએ કહ્યું કે 'મેં 'હબશા' માં જોયું છે કે ઓરતોના જનાઝા ઉપર ઝાડની નરમ ડાળીઓ બાંધીને, ડોલીનું રૂપ, પરદો નાંખવા માટે બનાવે છે. તેથી કરીને તેમાંથી લાશ દેખાતી નથી. જેમકે આજકાલ રિવાજ છે. (ડોલીના ઘાટની માફક જનાઝા ઉપર ચાદર નાંખી બાંધી દે છે. તેથી લાશ બિલકુલ દેખાતી નથી.) એ તરેહનો જનાઝો બનાવીને અસમાએ (રદી૦) તે ફાતેમા (રદી૦) ને દેખાડયો; તેથી તેઓ ઘણાં ખૂશી થયાં. અને હસ્યાં. (આં હઝરત (સલ૦) ની વફાત પછીની ઝિંદગીમાં માત્ર એકવાર આ વાત પર હસ્યાં છે.) ત્યાર પછી તેઓએ અસમાએ (રદી૦) ને કહ્યું કે 'મારા મરણ પછી તમોજ મને ગુસલ-ને-કફન દેજો. કોઇને આવવા ન દેવું, ને જેવી રીતે તમે મને કરી બતલાવ્યું છે, તેવી રીતે મારા જનાઝા ઉપર ઝરૂર એજ કિસ્મનો પરદો બનાવી આપજો.

ફાતેમા (રદી૦) દિલગીર ને બીમાર તો રહેતાંજ હતાં. હવે બીમારી વધી ગઈ. રસૂલુલ્લાહ (સલ૦) ની વફાતને હજી છ મહિના પણ પુરા થયા નહતા; એટલામાં તેઓ મંગળની રાત્રે તા૦ ૩ જી રમઝાનુલ મુબારકના મહિનામાં પીડાઓથી ભરેલી દુનિયાને તજીને બધાં સગાંવ્હાલાંઓથી વડેલાં પોતાને ચાહવા વાળા બાપ સાથે જન્નતમાં જઇને મલ્યાં. આ વખતે ફાતેમા (રદી૦) ની ઉમર અઠાવીસ (૨૮) વરસ, ને થોડા મહિનાની હતી, ને હિજરતનું અગિયારમું વરસ હતું. હઝરતઅલી (રદી૦) એમના મરણથી ઘણા દિલગીર-ને-શોકાતુર થયા. ફરી હસનને હુસૈન અને બીજાં બચ્ચાંઓની દિલગીરી-ને-દુઃખનું તો પુછવુંજ શું! ફાતેમા (રદી૦) ની વસીયત મુજબ અલી (રદી૦) એ ગુસલ ને કફનનો બંદોબસ્ત કર્યો. અસમાએ (રદી૦) તેમને ગુસલ ને કફન આપ્યું, ને તેમની (ફાતેમા (રદી૦) ની) ઝિંદગીમાં જનાઝો બનાવી બતલાવેલો હતો; તેજ પ્રમાણે જનાઝા ઉપર લાકડીઓ બાંધી પરદા માટે ગોઠવણ કરી દીધી હતી. મુસલમાનોમાં સૌથી પહેલાં ફાતેમા (રદી૦) ના જનાઝા ઉપર પરદો નાંખવાને માટે મઝકૂર રચના કરવામાં આવી, ને ડોલીના ઘાટની માફક પરદો નાંખીને બાંધી દેવામાં આવ્યો. એ પછી ઝયનબ (રદી૦) ના જનાઝા ઉપર પણ એજ મુજબ કરવામાં આવ્યું. ત્યારપછી મુસલમાનોમાં રિવાજ જારી થઈ ગયો. જે વખતે ગુસલ-ને-કફનનું કામકાજ કરવામાં આવતું હતું તે વખતે આએશા (રદી૦) તશરીફ લાવ્યાં; પણ અસમાએ (રદી૦) એ કહીને સઘળાંઓને રોકયાં કે ફાતેમા (રદી૦) કોઇને પણ અંદર આવવા દેવાને

---

આવ્યાં. ત્યાર પછી સને હિજરી ૮) માં જ્યારે જઅફર (રદી૦) શહીદ થઇ ગયા ત્યારે અબૂબકરે (રદી૦) તેમની સાથે નિકાહ કર્યા હતા, ને તેમને એક છોકરો પયદા થયો. તેનું નામ મોહમ્મદ બિન અબાબકર હતું. અબૂબકર (રદી૦) અને ફાતેમા (રદી૦) ના મરણ પછી હઝરત અલી (રદી૦) એ તેમની સાથે નિકાહ કર્યા, ને એક છોકરો પણ પયદા થયો.

મના ફરમાવી ગયાં છે. આથી આએશા (રદી૦) દિલગીર થયાં. ને પોતાના બાપ અબૂબકર (રદી૦) ની પાસે જઈને કહ્યું કે 'આપની બીબીએ મને ફાતેમાની પાસે જવા દીધી નહિ, ને દુલહનોની ડોલીની માફક કોઇ ચીઝ તેમના જનાઝા ઉપર બાંધી રહેલાં છે. અબૂબકર (રદી૦) તેજ વખતે ત્યાં આવ્યા. અને દરવાજેથી પુકારીને કહ્યું કે એ શું ગઝબ કરે છે કે રસૂલુલ્લાહ (સલ૦) ની બીબીઓને પણ તેઓની સાહબઝાદીની પાસે આવવા દેતી નથી, ને જનાઝા ઉપર કોઇ નવી ચીઝ બનાવી રહેલી છે. અસમા (રદી૦) એ તેમને પણ તેજ જવાબ આપ્યો કે ફાતેમા (રદી૦) વસીયત કરી ગયાં છે, કે 'તમોજ ગુસલ દેજો, ને કોઇને આવવા દેશો નહિ.' મેં ફાતેમા (રદી૦) ની ઝિંદગીમાંજ, પરદા માટે જનાઝા ઉપર લાકડીઓ ગોઠવી કરીને તેમને તે બતલાવ્યો હતો, ને તેઓએ તેજ મુજબ બનાવવાને તાકીદ કરી દીધી હતી. એ સાંભળીને અબૂબકર (રદી૦) એ કહ્યું કે 'ઠીક, જેમ તમને કહી ગયાં હોય તેમ કરો.' એમ કહી ચાલ્યા ગયા. ફાતેમા (રદી૦) ને હયા–ને–શર્મના ખિયાલથી પરદાનો ઘણોજ ખિયાલ હતો, ને તેમની આરઝુ હતી કે હું રાત્રેજ દફન થાઉં. તેથી કરીને તેજ રાત્રે મદીનાવાલાઓની કબ્રસ્તાન *'બકીઅ' માં લઇ ગયાં. અલી (રદી૦) એ જનાઝાની નમાઝ પઢાવી, ને ઘણી કિંમતી અમાનત ને રસૂલુલ્લાહ (સલ૦) ના દિલના તુકડાને મટોડીને સ્વાધીન કર્યો. એટલી જલદી રાત્રેજ દફન થઇ જવાના સબબથી ઘણા લોકોને એ વિષે ખબર પણ ન થઈ. તેથી અફસોસ થયો. એ માટે કે રસૂલુલ્લાહ (સલ૦)ની સાહબઝાદીના જનાઝામાં શામિલ થઇ શકયા નહિ. તેમની વફાતથી બધાં મુસલમાનો ઘણાં સખ્ત દિલગીર થયાં. ફાતેમા (રદી૦)ને ખુદાના રસૂલ (સલ૦) ની ઔલાદ, ને હુઝૂર (સલ૦) ની નિશાની ગણવામાં આવતાં હતાં. લોકો તેમને પોતાને માટે નજાતનો વસીલો ને દુનિયાને માટે બરકતનો સબબ ગણતા હતા. આએશા (રદી૦) કહે છે કે 'ફાતેમા (રદી૦), ચાલ-ચલણ ને વાતચીત કરવામાં રસૂલુલ્લાહ (સલ૦) ની સાથે ઘણાંજ મુશાબેહ (મલતાપણું') હતાં. સૌથી મોટી વાત તેમને એ હાસિલ હતી કે રસૂલુલ્લાહે (સલ૦) ફરમાવ્યું હતું કે 'ફાતેમા (રદી૦) મારા દિલનો ટુકડો છે. તેમને તકલીફ દેવી તે મને તકલીફ દેવા બરાબર છે.' એક વખતે ફાતેમા (રદી૦) બીમાર હતાં. આં હઝરત (સલ૦) તેમનો હાલ પૂછવાને ગયા, તો તેમણે દુનિયાવી તકલીફની વાત કાઢી. તે પ્રસંગે હુઝૂરે (સલ૦) ફરમાવ્યું કે 'તકલીફ પર સબ્ર કરો. તમને એજ બસ છે કે તમો જન્નતમાં સઘળી ઓરતોની સરદાર થવાના' હુઝૂર (સલ૦) ફરમાવતા હતા કે

* એમાં મતફેર છે કે 'બકીઅ' માં દફન થયાં કે પોતાના ઘરમાં દફન કરવામાં આવ્યાં. હવે તે ઘર મસ્જિદે નબવીની અંદર દાખેલ થઇ એક સરખું થઈ ગયું છે. કેટલાક આલિમો કહે છે કે મસ્જિદે ફાતેમામાં દફન કરવામાં આવ્યા છે. પણ ઘરમાં દફન થયાનો મત વાજબી લાગતો નથી

ખદીજા (રદી૦) ફાતેમા (રદી૦), મરીયમ (અલે૦), (ઇસા અલયહિસ્સલામની મા સાહેબા) અને આસીયા (અલે૦) (ફિરઓનની ઓરત) દુનિયાની સર્વોતમ (સઉથી સારી) ઓરતોમાંથી છે.

રસૂલુલ્લાહ (સલ૦) ની સાહબઝાદી હોવાની બુઝુર્ગીના વતરોક ફાતેમા (રદી૦) નાં જાતી ગુણો, ને આદત એવાં હતા કે હરએક માણસના દિલમાં તેઓ પ્રત્યે લાગણી હતી. સચ્ચાઇનો ગુણ એટલો બધો હતો કે આએશા (રદી૦) ફરમાવતા હતાં કે રસૂલુલ્લાહ (સલ૦) સિવાય ફાતેમા (રદી૦) થી વધારે સાચાં મેં કોઇને જોયાં નહિ. એક વખતે આએશા (રદી૦) અને ફાતેમા (રદી૦) વચ્ચે કંઇ અણ-બનાવ થઈ ગયો. આં હજરત (સલ૦) પૂછવા લાગ્યા કે શી બાબત બની તો આએશા (રદી૦) એ અરજ કરી કે જે ફાતેમા (રદી૦) કહે છે તેજ વાજબી છે. તેઓ કદી જુઠું બોલતાં નથી.

કોની જીભમાં શકિત છે કે તે ઉમદા ને પવિત્ર લોકોની તા'રીફ કરી શકે જે વહાલા હતા અલ્લાહના; અને સાચા દોસ્ત હતા રસૂલુલ્લાહ (સલ૦) ના. **સલલલ્લાહો તઆલા અલયહે વઅલા આલેહી વઅસ્હાબેહી વઝુર્રિયાતેહી અજમઇન. વઆખેરો દઅવાના અનિલ હમ્દો લિલ્લાહે રબ્બિલ આલમીન.**

# સમાપ્ત.

## બેહસ્તી ઝેવર ભા. ૮ માંથી રજુ કરનાર ખાકસાર (છોટા) મોહંમદ ઇ. પટેલ.

### હજરત આસિયાનું વર્ણન.

મિસરનો રાજા ફિરઓન જેણે ખોદાઇ દાવો કર્યો હતો તેની આ બીબી છે. એ પણ ખોદાની કુદરત છે. ઘણી શૈતાન અને બીબી એવી વલી કે જેની પ્રશંસા કુરઆનમાં છે અને જેની તારીફ અને બુજરૂગી અમારા પૈગમ્બરે (સલ) આવી રીતે ફરમાવી કે, પુરૂષોમાં ઘણાઓએ સંપૂર્ણતા મેળવી; પણ સ્ત્રીઓમાં હજરત મરયમ અને આસિયા વગર કોઈ સંપૂર્ણતાની પદવિએ પહોંચી નથી. એમણેજ હજરત મુસા (અલે) ની જાન તેમના બાળપણમાં બચાવી હતી. *જેનું વર્ણન હજરત મુસા (અલે) ની બેહેનના વર્ણનમાં આવ્યું છે. એમની કિસમતમાં હજરત મુસા (અલે) ઉપર ઇમાન લાવવું લખ્યું હતું એમના દિલમાં તેમની મહોબ્બત શરૂ બાળપણથીજ ઉત્પન્ન થઈ હતી. જ્યારે હજરત મુસા (અલે) ને પૈગમ્બરી મળી ત્યારે ફિરઓન તો ઈમાન લાવ્યો નહિ. પણ એવણ ઇમાન લાવ્યાં. ફિરઓનને જ્યારે એમના ઇમાન લાવવાની ખબર પડી, ત્યારે ઘણી સખતાઇ કરી અને તરેહ તરેહનાં દુઃખ આપ્યાં. પણ એવણે પોતાનું ઇમાન છોડયું નહીં. એવીજ હાલતમાં દુન્યાથી સીધાર્યાં.

* એ વિષે બેહસ્તી ઝેવર ભા. ૮ માં જુઓ.

ફાયદો—જુવો કે ઇમાનમાં કેવાં પાકાં હતાં. કે ધણી બદદીન બાદશાહ હતો. સઘળું તેણે કંઈ કર્યું પણ તેના સાથી થયાં નહિ. હમણાં તો જરા જરા વાતમાં કુફરના શબ્દો બોલવા લાગે છે. બીબીઓ! ઇમાન મોટી નેઅમત છે. ગમે તેવી તકલીફ પહોંચે દીનથી વિરૂદ્ધ કોઈ કામ કરવું નહીં. જો કોઇનો ધણી બદદીનીની વાતો કરે તો કદી તેનો સાથ આપે નહીં. અને તે વખતમાં કાફિર પુરૂષથી નિકાહ થતો હતો. પણ અમારી શરીઅતમાં આ હુકમ નથી. જો ધણી કાફિર હોય તો નિકાહ દુરસ્ત નથી અને જો કાફિર થયાં પહેલાં નિકાહ થયો હોય તો તુટી જાય છે.

## હજરત મરયમ [અલે] ની માનું વર્ણન.

આ બીબીનું નામ હન્ના છે. અને એમના ધણીનું નામ ઇમરાન છે. તે હજરત મરયમ (અલે) ના બાપ છે. જ્યારે એ ગર્ભવંતી થયાં તો અલ્લાહ તઆલાથી એમણે માનતા માની કે, જે બચ્ચું મારા પેટમાં છે તેને આ મસજીદની ખીજમત માટે આજાદ કરીશ, એટલે દુન્યાનું કામ એનાથી લઇશ નહીં. તેમના મનમાં આ હતું કે છોકરો ઉત્પન્ન થશે કારણ કે મસજીદની ખીજમત છોકરોજ કરી શકે છે. તે વખતમાં એવી માનતા દુરૂસ્ત હતી. જ્યારે બાળકના જન્મવાનો વખત આવ્યો તો થઇ છોકરી. ઘણી અફસોસની સાથે કહ્યું કે ઓ અલ્લાહ! આ તો છોકરી છે. હુકમ થયો કે, આ છોકરી છોકરાઓથી પણ સારી થશે અને ખોદાએ એને કબૂલ કરી. એ છોકરીનું નામ મરયમ રાખ્યું અને તેમણે એમને માટે આ દુઆ કરી કે, એને અને એની ઓલાદને શૈતાનથી બચાવશો. જેમકે અમારા હજરતે (સલ૦) ફરમાવ્યું છે કે, શૈતાન દરેક બાળકને જન્મતાં છેડે છે. હજરત મરયમ તથા તેમના દીકરા હજરત ઈસા (અલે) ને છેડી શકયો નહીં.

ફાયદો—જુવો તેમની પાક નૈયતની કેવી બરકત થઇ કે ખોદા તઆલાએ કેવી પાક ઓલાદ આપી તથા ખોદા તઆલાએ તેમની દોઆ પણ કબુલ કરી. આથી જણાય છે કે અલ્લાહ તઆલાને એમની ખાતર ઘણી હતી. બીબીઓ! પાક નૈયતની એવી બરકતો થાય છે. હંમેશ પોતાની નૈયત ચોખ્ખી રાખો. જે નેક કામ કરો ખોદાને માટે કરો તમારી પણ અલ્લાહ તઆલાની દરબારમાં કદર થશે.

## હજરત મરયમ (અલે) નું વર્ણન.

એમની પૈદાએશનું વર્ણન ઉપર આવી ગયું છે. જ્યારે એવણ પેદા થયાં. તો એમની માતા પોતાની માનતાનુસાર—એવણને લઇને બૈતુલ મોકદ્દસની મસજીદમાં પહોંચ્યાં. અને ત્યાંના રહેનાર વડીલોને કહ્યું કે આ માનતાની છોકરીને લો. જો કે એવણ ઘણાં મોટાં ખાનદાનનાં હતાં. માટે સઘળાઓએ ઇચ્છા કરી કે હું લઇને પાળું. એઓમાં હજરત જકરીયા (અલે) પણ હતા. અને તેવણ હજરત મરયમ (અલે) ના માસા થતા હતા. આ રીતે પણ એમનું હક્ક શ્રેષ્ઠ હતું. છતાં લોકોએ એમનાથી

લડવું શરૂ કર્યું. જે રીતે ફેંસલો કરવાનું સઘળાઓએ પસંદ કર્યું તેમાં પણ એવણુજ ચઢયાતા રહ્યા. આખર હજરત જકરીઆએ એમને લઇ પાળવા શરૂ કર્યો. એમના વધવાની એવી હાલત હતી કે બીજાં બચ્ચાંઓથી ઘણુંજ વધતાં હતાં. તે એટલાં સુધી કે થોડા દિવસમાં સિયાણાં (સમઝદાર) જણાવા લાગ્યાં. અને એમ પણ માના પેટથીજ બુજરૂગ અને વલી હતાં. અલ્લાહ તઆલાએ એમને કુરઆનમાં વલી કહ્યાં છે અને એમની કરામત બયાન કરી છે કે વગર મોસમના મેવા ગૈબથી એમની પાસે આવતા હતા. હજરત જકરીઆ (અલે) પૂછતા કે આ કયાંથી આવે છે ? તો જવાબ આપતાં કે, અલ્લાહ તઆલાને ત્યાંથી. મતલબ કે એમની સઘળી વાતો આશ્ચર્યલાયક હતી. તે એટલાં સુધી કે જયારે જવાન થયાં તો માત્ર ખોદા તઆલાનીજ કુદરતથી વગર પુરૂષે ગર્ભ રહ્યો અને હજરત ઇસા (અલે) જન્મ્યા. યહુદીઓએ વગર બાપે બચ્ચું થવા ઉપર વાહયાત બકવો શરૂ કર્યો. અલ્લાહ તઆલાએ હજરત ઇસા (અલે) ને જન્મવાના વખતથી બોલવાની શકિત આપી. તેવણે એવી સારી સારી વાતો કરી કે ઇનસાફવાળાઓને જણાઇ ગયું કે, એમની પેદાએશ તે ખુદાની કુદરતનો નમુનો છે, અને બેશક વગર બાપે ઉત્પન્ન થયા છે. અને એમની મા પાક સાફ છે. અમારા પૈગમ્બરે (સલ) એમનો મહીમા (બુજરૂગી) બયાન કર્યો છે કે, બે સ્ત્રીઓ હજરત મરયમ તથા હજરત આસિયા વગર સ્ત્રીઓમાંથી કોઈ સંપૂર્ણ (કામિલ) થઇ નથી. આ મજમુન હજરત આસિયાના વર્ણનમાં આવ્યું છે.

ફાયદો—જુવો એમની માએ એમને ખોદાના નામનાં કર્યાં હતાં. કેવાં બુજરૂગ થયાં. અને પોતે અલ્લાહ તઆલાની તાબેદારીમાં લાગેલાં રહેતાં હતાં. જેથી માણસ વલી બને છે. એ તાબેદારીની બરકતથી અલ્લાહે કેવી તોહમતથી બચાવ્યા. બીબીઓ ! અલ્લાહની તાબેદારી કર્યા કરો. સર્વ આફતોથી બચેલાં રહેશો. અને પોતાની ઓલાદને દીનમાં વધુ લાગેલી રાખો. દુન્યાનો ગુલામ નહીં બનાવો.

## હદીસોનું મજમુન.*

૧ રસૂલુલ્લાહે (સલ) ફરમાવ્યું, ઓ સ્ત્રીઓ ! મેં તમને દોજખમાં ઘણી જોઇ છે. સ્ત્રીઓએ પૂછયું એનું શું કારણ ? હજરતે (સલ) ફરમાવ્યું કે તમો સર્વ વસ્તુને ફિટકાર (શાપ) આપો છો અને ધણીની અઉપકારી થાઓ છો અને તેઓની આપેલી વસ્તુ પર નાક ચઢાઓ છો.

૨ રસૂલુલ્લાહ (સલ) ની આગળ એક સ્ત્રીએ તાવ (બોખાર) ને બુરૂં કહ્યું. હજરતે (સલ) ફરમાવ્યું કે, બોખારને બુરૂં કહો નહીં. એનાથી ગુનાહ માફ થાય છે.

૩ રસૂલુલ્લાહે (સલ) ફરમાવ્યું વિલાપ કરનારી[1] સ્ત્રી જો તોબાહ નહીં કરશે તો કિયામતને દિવસે એવી રીતે ઉભી રાખવામાં આવશે કે તેના બદન ઉપર કુડતાની જેમ એક તેલથી ખડવામાં આવશે, જેમાં અગ્નિ જલદી લાગે છે. અને

* મિશકાત શરીફ ઉપરથી. ૧ જોરથી રડનારી અને પીતનારી

કુતરાની જેમ તેના સઘળા બદનમાં ખુજલી પણ થશે. એટલે તેને બે દુઃખ થશે. ખુજલીથી સઘળું બદન ઘરવડશે અને દોજખની અગ્નિ લાગે એ જુદી.

૪ રસૂલુલ્લાહે (સલ) ફરમાવ્યું, ઓ મુસલમાન સ્ત્રીઓ! કોઈ પડોસણ પોતાની પાડોસણની મોકલેલી વસ્તુને હલકી (નિર્જીવ) સમજે નહીં અગર જો બકરીની ખુરી હોય.

ફાયદો—એટલે કેટલીક સ્ત્રીઓમાં આ ટેવ ઘણી હોય છે કે, બીજાના ઘરની આવેલી વસ્તુપર નાક ચઢાવે છે અને દોષ મુકે છે.

૫ રસૂલુલ્લાહે (સલ) ફરમાવ્યું, એક સ્ત્રીને એક બીલાડીને લીધે અજાબ થયો હતો. તેણીએ તેને પકડીને બાંધી હતી. ન ખાવાનું આપ્યું અને ન છોડી. એમજ તડપી તડપીને મરી ગઇ.

ફાયદો—એવી રીતે જાનવર પાળી તેના ખાણા પાણીની ખબર નહીં લેવી અજાબનું કારણ છે.

૬ રસૂલુલ્લાહે (સલ) ફરમાવ્યું, કેટલાંક પુરૂષ સ્ત્રી સાઠ વર્ષ સુધી ખોદાની ઇબાદત કરે છે. પછી મોતનો વખત આવેછે ત્યારે શરીઅત વિરૂદ્ધ વસીયત કરી દોજખને લાયક બને છે.

ફાયદો—જેમ કે કેટલીકોને ટેવ હોય છે કે આવી રીતે કહીને મરે છે. જુવો, મારી ચીજ મારા નવાસાને આપશો, ભાઇને આપશો નહીં. અથવા ફલાણી દીકરીને ફલાણી વસ્તુ, બીજી દીકરીને વધુ આપશો. આ સઘળું હરામ છે. વસીયત અને વારસાની બાબતમાં મૌલવીઓને પૂછી કદી તેની વિરૂદ્ધ કરે નહીં.

૭ રસૂલુલ્લાહે (સલ) ફરમાવ્યું, કોઇ સ્ત્રી બીજી સ્ત્રીથી એવી રીતે મુલાકાત નહીં કરે કે પોતાના ખાવિન્દ આગળ તેણીનો હાલ એવી રીતે બયાન કરે કે જાણે તે તેને જોઇ રહ્યા છે.

૮ રસૂલુલ્લાહ (સલ) ની પાસે એક વાર તેવણની બે બીબીઓ બેઠાં હતાં. એક આંધળા સહાબી આવવા લાગ્યા. હજરતે (સલ) બંનેને પરદામાં જવાનો હુકમ આપ્યો. બંનેએ તાજુબ થઇને અરજ કરી તે તો આંધળા છે. હજરતે (સલ) ફરમાવ્યું, તમો તો આંધળા નથી, તમો તો એમને જુઓ છો.

૯ રસૂલુલ્લાહે (સલ૦) ફરમાવ્યું, જ્યારે કોઇ સ્ત્રી પોતાના ખાવિન્દને દુન્યામાં દુઃખ આપે છે તો જંનતમાં જે હુર એના ખાવિન્દને મળનાર છે તે કહે છે—ખોદા તારો નાશ કરે, તે તો તારી પાસે મેહમાન છે. તારી પાસેથી અમારી પાસે જલદી આવશે.

૧૦ રસૂલુલ્લાહે (સલ) ફરમાવ્યું, મેં એવી દોજખી સ્ત્રીઓને જોઇ નથી. એટલે મારા જમાના પછી એવી સ્ત્રીઓ પેદા થશે, કે કપડું પહેરેલું હશે અને નાંગી હશે. એટલે બદન ઉપર નામનું કપડું હશે. પણ કપડું એવું બારીક હશે, કે

સઘળું બદન દેખાશે અને ઈતરાઈને ઢઘરાં હીલાવતી ચાલશે અને વાળોમાં મુબાફ અથવા કપડું નાખીને વાળને લપેટી એવા બાંધશે કે જેથી વાળ ઘણા જણાએ, જાણે ઊંટની ખુંધ. એવી સ્ત્રીઓ જંનતમાં જશે નહી. એટલુંજ નહીં પણ તેની ખુશબો પણ મળશે નહીં.

ફાયદો—એટલે જ્યારે પરહેઝગાર બીબીઓ જંનતમાં જશે, એઓની સાથે તેઓનું જવું થશે નહીં. ફરી શિક્ષા ભોગવ્યા પછી ઇમાનની બરકતથી જોઇએ જાય.

૧૧ રસૂલુલ્લાહે (સલ) ફરમાવ્યું જે સ્ત્રી સોનાનું ઘરેણું દેખડાવવા (ઇતરાવા) માટે પહેરશે તેણીને તે ઝેવરથીજ અઝાબ અપાશે.

૧૨ રસૂલુલ્લાહ (સલ) એક સફરમા* પધારેલા હતા. એક અવાજ સાંભળ્યો કે, કોઇ બીજા પર લઅનત કરે છે. હજરતે (સલ) પૂછ્યું, આ શી વાત છે? લોકોએ અરજ કરી કે આ ફલાણી સ્ત્રી છે. તે પોતાની સ્વારીની ઊંટણી ઉપર લઅનત કરે છે. તે ઊંટણી ધીમી ચાલતી હશે. અથવા ચાલવામાં મસતી કરતી હશે. તે સ્ત્રીએ સ્ત્રીઓની ટેવ પ્રમાણે ઝાંજ ખાઇને કહ્યું હશે. તને ખોદાની લઅનત (ખોદાની માર—ખોદાનો ફિટકાર) રસૂલુલ્લાહે (સલ) લોકોને હુકમ કર્યો કે આ સ્ત્રીને તથા એના અસબાબને આ ઊંટણી ઉપરથી ઉતારો. આ ઊંટણી તો આ સ્ત્રીના ધારવા પ્રમાણે શાપપાત્ર છે. ફરી તેને કામમાં શા માટે લે છે?

ફાયદો—શું ઉમદા સજા કરી!

બેહશ્તી ઝેવરના ભાગ ૮ માંથી માત્ર થોડાક મજમુન અતરે ઉમેરેલો છે. બેહશ્તી ઝેવરના દરેક ભાગ વાંચવા લાએક છે. કારણ કે તેમાં દરેક તરેહની નેકીઓ અને દરેક તરેહની નસીહતો લખેલી છે. તે સઘળા ભાગો પઢો અને તેના ઉપર અમલ કરો. ઇનશા અલ્લાહો તઆલા કિયામતમાં મોટા મોટા દરજ્જા મેળવશો, અને નહીં તો ખોદાની પનાહ. ખરાબ સ્ત્રીનો ખરાબ હાલ થશે. જો કુરઆન હદીસ સમજવાને લાએક કદી થાઓ તો ઘણા કિસ્સા તેમાં બદદીન, બદજાત, બદઅકીદા અને બદઅમલ સ્ત્રીઓના તમને જણાશે. અલ્લાહતઆલા સરવે મુસલમાન મરદો અને ઓરતોને હંમેશાં નેક અમલો કરવાની તોફીક દીએ અને નેકોમાં તમારો અમારો ગુજર કરે અને તેઓમાં ખાતેમા થાએ અને તેઓમાં હશર થાએ. આમીન. *અલ્લાહુમ્મ

**સલ્લેઅલા સૈયેદેના મોહમ્મદીન અદદ મારી ઇલ્મિલ્લાહે સલાતન દાએમત મ બેદવામે મુલ્કિલ્લાહે.**

* અબુ દાઉદ ઉપરથી.

* અર્થ—યા અલ્લાહ દરૂદ મોકલ હમારા સરદાર મોહમ્મદ (સ૦) ઉપર જેટલું કે અલ્લાહના ઇલ્મમાં છે. હમેશાં દરૂદ મોકલ અલ્લાહના મુલકની હમેશગી જેટલું. દલાએલ ખય-રાતના હાસિયાપર લખેલું છે કે મઝકુર દરૂદ શરીફ છ હજાર દરૂદ શરીફના સવાબ બરાબર છે.

ખાકસાર છોટા પટે

# નમાઝની ફઝીલત.

ઇમાનવાલો અયસી હે નુરે નઝર નમાઝ,
દીલકી ઝીયા બઢાતી હે શામો સહર નમાઝ.
પઢ પાંચો વક્ત શોકસે તુ વક્ત પર નમાઝ,
હોને ન દે કઝા કભી અય બે ખબર નમાઝ.
બેહુરે નમાઝ કરતે થે અકસર નસીહતેં,
દીન્દારોંસે પઢાહુતે થે ખયરૂલ બશર નમાઝ.
પોંહુચે અંધેરી કબ્રમેં એહલે નમાઝ જબ,
હો જાએ મીસ્લ શમઆ વહાં જલ્વગર નમાઝ.
કયા રોશનીએ નુરે ખુદા મુંહુપે રેહુતી હે,
મસ્જીદસે જબ નિકલતે હેં પઢકર બશર નમાઝ.
ફરઝોંસે સુન્નતોંસેભી નફલોંસેભી સિવા,
હે કારે ખૈર પઢતે રહો જીસ કદર નમાઝ.
દીલકો હુમારે અયસી હિદાયત દે અય ખુદા,
હુમ પંજગાના પઢતે રહેં વક્ત પર નમાઝ.
અલ્લાહુ ઔર રસુલકો કયા મુંહુ દીખાયેગા,
તુને પઢી ન ઉમ્ર ભર અય બે ખબર નમાઝ.
દીન રાત સર બસીજદા વોહુ રેહુતે થે દોસ્તો,
પઢતે થે ખાસ સરવરે દીં કીસકદર નમાઝ.
પઢતા રહે કોઇ ઉસે ખુશૂંઆ ખુઝૂંસે,
ફીર દેખ વોહ દીખાતી હે કયસા અસર નમાઝ.
મહરૂમ નુરે ફયઝસે ઉસ્કે હેં તીરહ દિલ,
એહલે નઝર સમઝતે હેં નુરે નઝર નમાઝ.
એહલે નમાઝ તીરે હવાદીસસે કયા ડરેં,
ઉનકો બચાતી રેહતી હે બનકર સીપર નમાઝ.
ભટકું રહે હુદાસે "તજમ્મુલ" મેં કીસ તરાહ,
હે ફઝલે કીબરીયાસે મેરી રાહબર નમાઝ.